# ગુરુભક્તિ

લખનાર:—

શ્રી રજલાલ અમૃતલાલ ભટ્ટ

બરવાળા ( ધંધુકા )

શ્રી સદ્ગુરુઆનુરાગી મુનિ મહારાજ શ્રી કર્પૂરવિજયજીના ઉપદેશથી [illegible] વીશાવડીવાળા માલ પચાણ ( ભક્ત ) તરફથી પોતાના સદગત પુત્રના પુણ્યાર્થે આ પુસ્તક 'સત્સંગ' પત્રના ગ્રાહકોને ભેટ આપવા માટે પ્રકટ કરવામાં આવ્યું છે.

પ્રકાશક:—

( જીવદયા પ્રબોધક મંડળ તરફથી )

શેઠ ઠુભાઇ દાજીભાઇ દેસાઇ

સોનીફળીઆ, સુરત.

# નિવેદન

'ગુરુભક્તિ' નામનું આ નાનકડું પુસ્તક 'સત્સંગ' પત્રના જાણીતા લેખક ભાઈ ધીરજ તરફથી તૈયાર કરવામાં આવ્યું છે. જેની ઉપયોગિતા તેમણે પોતાના બે બોલમાં દર્શાવી છે, બાળકોમાં વડિલો પ્રત્યે સન્માનની લાગણી જાગૃત કરે એવી ભાવનાવાળું અને સાદી ભાષામાં લખાયલું આ પુસ્તક આ સંસ્થા તરફથી પ્રકટ કરવનું મેં વાજબી માન્યું છે.

આ પુસ્તક તૈયાર થતાં તેના છપામણી-ખર્ચ માટે શ્રીમાન્ સદ્ગુણાનુરાગી મુનિ મહારાજ શ્રી કર્પૂરવિજયજીના ઉપદેશથી વીશા-વડીવાળા પટેલ માલા પચાણ (ભક્ત) તરફથી પોતાના સદ્ગત પુત્રના પુણ્યાર્થે રૂા. ૫૦) મોકલવામાં આવ્યા છે. અને આ પુસ્તક 'સત્સંગ' પત્રના ગ્રાહકોને મફત ભેટ આપવાનું ઠરાવ્યું છે. સહૃદય ઉદાર ગૃહસ્થ જેમણે આ પુસ્તકની કદર કરી પ્રચાર કરવામાં સરળતા કરી આપી છે તેનો ખરા અંતઃકરણથી આભાર માનુ છું.

પ્રકટ કરાવનાર ગૃહસ્થની ઈચ્છાને માન આપી પુસ્તકની શરૂઆતમાં બ્રહ્મચર્ય સંબંધીના થોડાંક પૃષ્ઠ જોડવામાં આવ્યા છે.

અંતે આ પુસ્તકનો રૂડો ઉપયોગ થાય અને લેખક બંધુનો તથા પ્રચાર કરવામાં મદદ આપનાર બંધુનો શ્રમ સફળ થાય એવી પ્રભુ પ્રાર્થના કરું છું.

હાલમાં સ્વપ્નાવસ્થામાં થતા વીર્યસ્ખલન વિષેની ફરીયાદ યુવાન વર્ગના મોટા ભાગમાં ચાલુ છે. એ વિષેનો ખુલાસો ડા. હોરમસજી મે. વાશોડવાળાને પત્રદ્વારા ડૉ. મહાદેવપ્રસાદ તરફથી મળ્યો હતો. જે યુવાન વર્ગને ઉપયોગી તથા સલાહકારક થઇ પડશે એવું ધારીને તેની નકલ શ્રી ધન્વન્તરિમાં પ્રકટ કરી હતી તે અત્રે રજુ કરી છે.

શ્રી "ધન્વન્તરિ" ઑફીસ.

વીસનગર, તા. ૨-૧૧-૧૯૦૯.

પ્રિય સજ્જન,

આપનો તા. ૧૭-૧૦-૧૯નો પત્ર મળ્યો હતો. પરંતુ અમારે કામ પ્રસંગે બહારગામ એકાએક જવું પડયું, અને બીજા એકઠા થયેલા પત્રોના જવાબ લખવાના હોવાથી તથા શ્રી "ધન્વન્તરિ" માટે લેખો લખવાનું કામ બહુ એકઠું થવાથી પત્રનો ઉત્તર લખવામાં વિલંબ થયો છે તે માટે દિલગીર છું.

આપે લખેલી જુદી જુદી 'પથી" ઓ એટલે રોગોપચાર પદ્ધતિઓ વિષેની ટીકા કેટલેક અંશે ખરી છે. અને તેમાંથી કયી ખરી અને કયી ઉત્તમ તેનો નિર્ણય કરવાનું કામ સામાન્ય લોકોને બહુ મુશ્કેલ થઇ પડે છે. પરંતુ જો તમે ઓગસ્ટ શ્રી 'ધન્વન્તરિ'નો અંક વાંચી જોશો તો તમારી ખાત્રી થશે કે સર્વ જાતની દવાઓ રોગના મૂળ કે ખરાં કારણો નાબૂદ કરવામાં તદ્દન નિષ્ફળ નિવડે છે એમ દુનિયામાં પ્રખ્યાતમાં પ્રખ્યાત અનેક ડૉકટરોનો મત છે. નેચરોપથીનો મુખ્ય સિદ્ધાંત એ છે કે સર્વ પ્રકારના વ્યાધિ કુદરતના નિયમથી વિરૂદ્ધ ચાલવાથી થાય છે, અને તેથી રોગને નાબૂદ કરવા

માટે અનેક જાતની બેસ્વાદ ઝેરી દવાઓ ખાવાની બીલકુલ જરૂર નથી, પણ કુદરતી ઉપાયેજ કરવાની અગત્ય છે. બીજી સર્વ 'પથી' ઓ રોગના કારણો જંતુઓમાં, હવાના ફેરફારમાં કે એવીજ બીજી બ્હારની હવાઓમાં શોધે છે ત્યારે નેચરોપથી તો સ્પષ્ટ રીતે જણાવે છે કે સર્વ રોગનું કારણ શરીર અને મનમાંજ છે—અર્થાત્ રોગીના પોતાના અયોગ્ય વર્તનમાંજ છે, બીજી પથીઓ માણસને પરાધીન બનાવે છે, ત્યારે નેચરોપથી મનુષ્યને સ્વાશ્રયી કરે છે.

હવે આપના દરદી મિત્રના લખવાનું કે સ્વપ્નાવસ્થા થતાં વિર્યસ્ખલન Nocturnal Emissions વિષે વિર્ય વિકાર આદી પુસ્તકો તથા વર્તમાન પત્રોમાં આવતી ચમકાવનારી જાહેર ખબરો વાંચી, યુવાનવર્ગ નકામો ભટકી મરે છે. અને તેમાં વર્ણવેલાં ચિન્હો પોતામાં દેખાવા લાગ્યાં છે કે નહિ તેની તપાસ રાખવા માંડે છે. પરિણામે As a man thinketh so he becometh એ ન્યાયે તેવાં ચિન્હો તેના શરીરમાં દેખાવા લાગે છે. ઘણીખરી વાર તો જ્ઞાનતંતૂઓની નિર્બળતા સ્મરણ શકિતનું કમી પડી જવું, ધાતુ પાતલી પડી ગઇ હોય એમ જણાતું, પાચન શકિતની ક્ષીણતા વિગેરે વિગેરે ચિન્હો મનના ખોટા ભય અને ચિંતાથીજ પેદા થયેલાં હોય છે. મહિનામાં બે ત્રણ વારે જુવાન માણસોને વાર્યસ્ખલન થાય એ કાંઇ રોગ કહેવાય નહિ. આ સંબંધમાં એક પ્રખ્યાત લેખક પોતાના પુસ્તકમાં નીચેનો શબ્દ લખે છેઃ—

Great alarm is often expressed by a pationts who suffer in this way; but I am enabled to give them much relief when I mention that such

emissions, occuring once in every ten or forteen days, are in the nature a safety value, and are even conductive to health in persons who do not take enough exercise, and live generously. વળી એક બીજે સ્થળે લખેલું છે કે:—After years acquaintance with men in all periods of life, and after having spoken freely with many upon the subject, the writer is frank to confess that, he has yet to meet the first male member of the human race, who has passed the period of puberty and who has attended to early manhood, who has not at some time had such emissions, and from whom an under accumulation of sexual flaid has not passed during hours of sleep in a dreasu of more or less amorous nature તેજ પ્રમાણે પ્રખ્યાત ડોકટર જે. ડબલ્યુ વીલસન પોતાના પુસ્તકમાં લખે છે કે:—

So many erroneous ideas have been promulgated in regard to what constetues Spermatorrhea that it may be well to state that in the opinion of some of our highest authorities the recurrence of its prominent symptom ( nocturnal emission ) once a week, or even twice a week in young men of full vigor and health, not engaged in any

excessively laborious mental or physical exertion is only a sign of sound morality."

ઉપર પ્રમાણે લાંબા ઈંગ્રેજી ઉતારા લખી આપને કંટાળો આપવા જેવું સાહસ કરવાનો હેતુ એ છે કે દુનિયામાં મ્હોટા મ્હોટા ડૉક્ટરોના મત પ્રમાણે તમારો મિત્ર કંઇ બહુ ખરાબ હાલતમાં નથી. અને તેથી સૌથી પ્રથમ તો તમારે એ કરવાનું છે કે તેના મનમાંથી આવા સ્ખલન સંબંધિનો ભય અને ચિંતા તદ્દન દૂર કરવાં. કારણ કે જ્યાં સુધી આવા દરદી પોતાના માની લીધેલા રોગની ભયંકરતા વિષે ભય અને ચિંતાના વિચારો કર્યા કરે છે, ત્યાં સુધી વીર્ય પોતાના સ્થાનથી ચલિત કે ભ્રષ્ટ થઇ રાત્રે બહાર નીકળી ગયા વિના રહેતું નથી. માટે દરદીએ આ રોગ સંબંધિના કે તેના ચિન્હ—લક્ષણો સંબંધિના વિચારો તદ્દન મૂકી દેવા. અને આખો દિવસ શરીર અને મનને બીજાં સારાં કામમાં ગુંથાયલા રાખવાં. બ્રહ્મચર્ય અને વીર્યસંરક્ષણની અગત્ય હું બહુજ સમજું છું; પરંતુ મ્હારૂં નિશ્ચયપૂર્વક માનવું એવું છે કે યુવાવસ્થામાં આવ્યા પછી જો મનને સતત ઉદ્યોગમાં—શરીર અને મનના ખુબ પરિશ્રમમાં—લગાડી રાખવામાં નથી આવતું તો પછી શરીરમાં એકઠું થયેલું વીર્ય સ્ખલિત થઇ બહાર નીકળી જાય છે. માટે વીસ વર્ષ પછી પણ જો બ્રહ્મચર્ય સાચવી રાખવું હોય તો દરરોજ શરીરમાં પેદા થતા વીર્યને કસરત વડે તન મનને પુષ્ટ બનાવવાને કદિ પણ ચૂકવું નહિ. યુવાન મનુષ્યોના આળસુ અને નબળા મનમાં ખરાબ વિચારો વાસ કરીને તેમને બ્રહ્મચર્યવ્રત ભ્રષ્ટ કરે છે. ઇંગ્રેજીમાં પણ કહેવત છે કે "An idle mind is the Devie's workshop."

વળી જોકે તમે મ્હને ખાતરી આપો છો કે તમારો મિત્ર બ્રહ્મચર્યનો મહીમા સારી રીતે સમજે છે અને તેમણે પોતાની જીંદગીમાં વીર્યને કોઈ પણ પ્રકારે માર્ગ આપવાનો પ્રયત્ન એક પણ વારે કર્યો નથી. તો પણ મને શંકા રહે છે કે તેઓ બ્રહ્મચર્યના આઠે પ્રકારના નિયમો યથાવિધિ પાળતા હોય; એટલે કે તેઓ શરીર વડે બ્રહ્મચર્યનો ભંગ નહિ કરતા હોય પરંતુ તેમના વિચારો કદાચ જોઈએ તેટલા પવિત્ર નહિં હોય. જો આવી શંકા લેવામાં મ્હારી ખરેખર ભુલ થતી હોય તો હું તે માટે દિલગીર છું. પરંતુ મ્હારી તો સંપૂર્ણ ખાતરી છે કે જે માણુસ જાગૃત અવસ્થામાં અપવિત્ર વિષયી વિચારો કરતો નથી તે માણસને દુષ્ટ સ્વપ્ન રાત્રે આવી વીર્યને સ્ખલિત થવાનો કદી પણ સંભવ આવતો નથી. માટે મનમાં ખરાબ વિચારને એક ક્ષણ પણ પેસવા ન દેવા માટે સાવધાન રાખી, રાત્રે જો સુતી વખતે એવો દૃઢ નિશ્ચય કરવામાં આવે કે અપવિત્ર સ્વપ્ન જરા પણ આવવા માંડતાં હું જાગૃત થઈ જઈશ તો તે માણસ જરૂર આ રોગથી મુક્ત થાય છે. આ કાર્યમાં દૃઢ મનોબળની જરૂર છે.

તમે મ્હારી પાસે ઉપાયો—અકસીર ઉપાયો—માંગો છો? હા, તેવા ઉપાયો હું આપને બતાવવા તયાર છું. પરંતુ જો પોતાનું વર્તન સુધારવાને બદલે—રોગનાં ખરા કારણો નાબુદ કરવાને બદલે જો આપને માત્ર દવાઓનાં જ નામ જોઈતાં હોય તો તેની એક પણ દવાનું નામ મને ખબર નથી. મ્હારી તો સંપૂર્ણ ખાત્રી છે કે સર્વ દવાઓ—અને ખાસ કરીને વીર્ય સંબંધિના દરદોમાં વપરાતી દવાઓ-પરીણામે ઘણુજ નુકસાન કરે છે. આ રોગના દર્દી માટે

તો ઘણોજ અગત્યનો ઉપાય જે "મનો નિગ્રહ" તે વિષે પણ મ્હેં આગળ ઇસારો કર્યો છે. બીજે નંબરે "શરીરની કસરત" તે વિષે અમારા એક વિદ્વાન મિત્ર નીચે પ્રમાણે લખે છેઃ—

"બ્રહ્મચર્ય પાલનનું કાર્ય ઘણાને કઠીન જણાય છે, પરંતુ કસરતના અભ્યાસીઓને તે સહેલું છે. તમે પણ છ માસ તેનો પ્રયોગ કરશો તો કઠીન જણાતું કાર્ય સહેલું થઇ પડશે. ગમે તેમ થાય તો પણ નિર્ણિત સમયે કસરત કરવી જ એવો નિયમ રાખશો તો બ્રહ્મચર્ય પાલન અને વીર્યસંરક્ષણનું કાર્ય સહેલું થઈ જશે. એક હિંદુસ્તાની બાવાએ વાતે વાતમાં કહ્યું હતું કે આર્યાવર્તના સઘળા ભાગ હું જોઇ વળ્યો. દરેક ભાગનો મને યથાસ્થિત અનુભવ છે. સર્વભાગ કરતાં ગુજરાતમાં વ્યભિચાર ઘણો દ્દષ્ટિએ આવે છે. તેનું કારણ એમ જણાય છે કે અન્ય ભાગ કરતાં ગુજરાતી લોક શરીરે નબળા અને કસરત વિમુખ છે. વિષયવાસના બળવત્તર હોવી એ નબળાઇની નીશાની છે. પશુમાં પણ આ નિયમ પ્રવર્તિ રહેલો છે. બકરો અને સિંહ એ બેમાં વિષય લાલસાની તૃપ્તિમાં કેવો ભેદ છે? એમ કહેવાય છે કે બાર વર્ષમાં માત્ર એકજ વખત સિંહ વિષય સેવન કરે છે. અને સિંહણ જીંદગીમાં એકજ વખત ગર્ભ ધારણ કરે છે. સિંહ બકરાની શકિતમાં જેટલો ભેદ છે, તેટલો જ ભેદ તેમના વિષયમાં છે. આ ઉપરથી એમ જણાય છે કે નિર્બળ શરીર વાળાનો બમણો મરો છે. અશક્ત શરીર અને વળી વિષય વાસનાની બળવત્તરતા. શરીરને કસરત વડે સશક્ત કરવા પ્રયત્ન કરો કે આ બન્ને દુઃખ તમારા અદ્રશ્ય થઇ જશે. શરૂઆતમાં થોડી કસરત કરજો કે જેથી શરીર બહુ દુઃખે નહિ. અતિશય કસરત એકદમ કરવા માંડવાથી તાવ વિગેરે આવી ઉલટી હાની કરે છે."

તમાકુ, ચહા, કાફી વીગેરે પીનારા અને મરચાં, આંમલી તેલ વીગેરેનો ઉપયોગ કરનારા, તથા અતિ આહાર કરનારા વીર્યનું ભાગ્યેજ સંરક્ષણ કરી શકે છે. આવા હાનીકારક અને ઉત્તેજક પદાર્થોનું સેવન કર્યા કરવું અને તે સાથે બ્રહ્મચર્ય યથાસ્થિત પાળવાનો પ્રયત્ન કરવો તે માથા પર એક મ્હોટી શીલા લેઇ પર્વત પર ચઢવા જેવું કામ છે. આવી કુટેવો રૂપી પથરો માથા પરથી ફેંકી દઇ આરોગ્યના પર્વત પર ચઢવા પ્રયત્ન કરવો એમાંજ ડહાપણ છે.

બંધકોશ અથવા ઝાડાની કબજ્યાત એ આ રોગ વધવાનું એક મુખ્ય કારણ છે માટે હરેક રીતે તેનો ઉપાય પ્રથમ કરવાની જરૂર છે.

રાત્રે વાળુ કરવાથી વીર્યસ્ખલિત થવાનો બહુ ભય રહે છે. માટે આવા દરદીએ સાંજના સાત વાગ્યા પછી બનતા સુધી કદી પણ જમવું નહિ અને તેમાં ભારે જમણ તો વધારે ખાવું નહી.

રાત્રે સુતાં પહેલાં એક કલાક અગાઉથી પાણી કે પ્રવાહી પદાર્થ પીવાના બંધ કરવા. દરરોજ સુતાં પહેલાં મળ અને મુત્રનો ત્યાગ કરવાની ટેવ રાખવી. જ્યારે આંતરડાંમાં મળ અથવા મુત્રાસયમાં મુત્ર ભરાય છે ત્યારે તેનું દબાણ વીર્યગ્રંથી ઉપર થાય છે. રાત્રીમાં પણ એકાદ વાર ઉઠીને પેશાબ કરવાની ટેવ રાખવી.

બનતાં સુધી થંડા પાણીએ સ્નાન કરવાનો રિવાજ રાખવો. સુતાં પહેલાં જો સ્નાન કરી સુઇ જવાનો રિવાજ રાખવામાં આવે તો બહુજ સારૂં.

સવારમાં જાગૃત થતાં સૈથી પહેલાં અને રાત્રે નિદ્રાવશ થતાં સૌથી છેલ્લો વિચાર ઇશ્વર ચિંતનનો હોવો જોઇએ.

હંમેશાં કઠણ પથારીમાં સુવું.

રાત્રે પાસાભેર સુવાની ટેવ રાખવી, ચત્તાં પીઠપર સુવાથી કરોડના જ્ઞાનતંતુઓ બહુવાર દબાવાથી ઉશ્કેરાય છે અને તેથી ઘણા દરદીઓને આ કારણથી જ વીર્યસ્ખલન થાય છે.

ઉંઘમાં ભુલથી ચત્તા સુઈ ન જવાય માટે એક લાંબા ટુવાલને કેડ પર બાંધી તેની ગાંઠ પાછળ રાખવી જેથી તે ખુંચવાથી ચત્તા સુવાનો સંભવ રહેશે જ નહી.

એક પત્રમાં આ કરતાં વધારે લખી શકાય તેમ નથી. આ સંબંધમાં શ્રી ધન્વન્તરિના પહેલા અને બીજા વર્ષના વોલ્યુમોમાં પ્રસંગોપાત સારૂં વિવેચન કરવામાં આવ્યું છે. "આયુષ્ય, આરોગ્ય અને દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કરવાનો અમોઘ ઉપાય," માસ્ટર બેશન અર્થાત હસ્તદોષના ઉપાય "કસરત" આદી લેખોમાં ઉપયોગી માહીતી મળી શકશે. આ સર્વ લેખ શ્રી "ધન્વન્તરી" માં પ્રસિદ્ધ થયા છે.

પ્રત્યુત્તર લખવામાં થયેલા વિલંબ માટે દિલગીર છું. એજ. કામકાજ લખતા રહેશો.

લી૦ આપનો હિતચિંતક,

ડૉ. મહાદેવપ્રસાદ ભોગીલાલ કથારિયાકર.

## સુજ્ઞ જનોએ બ્રહ્મચર્ય અથવા સુશીલતાને સેવવાની ભારે જરૂર.

**વ્હાલા બંધુઓ અને બ્હેનો!** શુદ્ધ-પવિત્ર-નિષ્પાપ થવું કોને ગમતું નહીં હોય? સહુ કોઇને તે ગમેજ. વિશુદ્ધ વિચાર, વાણી અને આચારના સંસેવનથીજ નિષ્પાપ થઇ શકાય છે. નિર્દોષ ક્ષમા, મૃદુતા, સરળતા, સંયમ, તપ અને સંતોષાદિક ધર્મજનિત આત્માના સ્વાભાવિક સુખમાં રમણતા રૂપ શુદ્ધ નૈષ્ટિક બ્રહ્મચર્યની સિદ્ધિ માટે ઉત્તમ ભાઇ-બ્હેનોએ નિજબળ-વીર્યનું જેમ બને તેમ ચીવટથી સંરક્ષણ કરતા રહેવાની ભારે જરૂર છે. ચપળ મન અને ઇંદ્રિયોને વશ થઇ નહીં જતાં-તેનાં પ્રલોભનોમાં ફસાઇ નહીં જતાં સ્વ-પરના હિત-શ્રેય અર્થે તેમને અંકુશમાં રાખનારા સજ્જનો બ્રહ્મચર્યને સાધી શકે છે. શુદ્ધ બ્રહ્મચર્યનો મહિમા વર્ણવી ન શકાય એવો અગમ-અપાર છે. બ્રહ્મચર્યના સંસેવન વડે સ્વજીવન તત્ત્વ (Vitality) ટકી રહે છે, નિર્મળ જ્ઞાન અને શ્રદ્ધાની વૃદ્ધિ થાય છે, સ્વચારિત્ર્યની રક્ષા, શુધ્ધિ અને વૃધ્ધિ થાય છે. જગતમાં પુષ્કળ યશોવાદ થાય છે, ઇંદ્રાદિક દેવો પણ પ્રેમભર પ્રણમે છે, અને અંતે અક્ષય અનંત સુખ સમૃધ્ધિને પામેછે. આવું પ્રભાવશાળી બ્રહ્મચર્ય સહુ કોઇએ સુખને અર્થે અવશ્ય પાળવું જોઇએ. તેના વડે દીર્ઘ આયુષ્ય, સુંદર આકૃતિ, મજબૂતને સહનશીલ શરીર, પ્રબળ પુન્ય પ્રકૃતિ, અને ઉત્તમ ઓજસ પ્રમુખ ઉદ્ભવે છે. વળી એના પ્રભાવથી પેદા થનારી પ્રજા પણ સર્વ વાતે સુખી સદ્દગુણી અને પ્રભાવશાળી બની આ લોકનું તેમજ પરલોકનું હિત સહેજે સાધી શકે છે. શુધ્ધ શીલનું યથાર્થ પાલન કરવાથી પૂર્વે અનેક સાત્ત્વિક સ્ત્રી પુરૂષો એવી ઉંચી કોટીને

પામેલા છે કે તેમના આલંબનથી કંઇક ભવ્યાત્માઓ સુખી અને સદ્‌ગુણી બની અન્ય અનેક જીવોને ઉન્નતિના માર્ગમાં સહાયરૂપ થયા છે. એકજ બ્રહ્મચર્યવ્રત અન્ય અનેક સદ્‌ગુણોને મેળવી આપે છે. તેથી ખરા સુખના અર્થી દરેક ભાઇ બ્હેને તેમાં અત્યંત આદર કરવો ઉચિત છે. સ્વાભાવિક સુખને મેળવવા ઇચ્છનારાઓએ તુચ્છ વિષય સુખવાળી પશુવૃત્તિ (વિષય લોલુપતા) નિવારીને, સંતોષવૃત્તિ વડે તન મન વચનનો શુદ્ધ નિર્દોષ આચાર વિચાર અને વાણીના વિવેકયુક્ત વ્યાપારથી યથાર્થ નિગ્રહ કરી, આત્મામાં છુપું રહેલું અનંત અતુલ સ્વાભાવિક બળ–વીર્ય પ્રગટ કરવા ખૂબ પ્રયત્ન કરવો જોઇએ. એ રીતે પ્રગટ થતા બળ–પરાક્રમ વડે અનેક અચિંત્ય ઉપયોગી કાર્યો અનાયાસે સિદ્ધ કરી શકાશે. બ્રહ્મચર્ય એજ સર્વ સુખની ચાવી–કુંચી છે. કિં બહુના ? ઇતિશમ

---

## બ્રહ્મચર્ય અથવા ઇંદ્રિયનિગ્રહના અદ્‌ભુત મહિમા. તેથી થતા અનેક ઉત્તમ ફાયદાઓ

તથા

## અબ્રહ્મસેવન (ઇંદ્રિય પરવશતા) યા કુશીલતાથી થતા અનેક ગેરફાયદા.

પરસ્ત્રીગમન તથા વેશ્યાગમનાદિકથી થતી અનેક પ્રકારની ખુવારી જાણીબુઝીને ડહાપણથી તે તે દુષ્ટ બદીઓનો તરત ત્યાગ કરવો ઘટે છે. ઇન્દ્રિયનિગ્રહ સમું કોઇ સુખ નથી, અને ઇન્દ્રિય પરવશતા સમું કોઇ દુઃખ નથી એક એક ઇંદ્રિયની પરવશતાથી પતંગ, ભૃંગ, મીન, હરણ અને હાથી પ્રમુખ મરણાંત દુઃખ પામે છે. તો પાંચ ઇંદ્રિયોને

પરવશ પડેલા જીવોના કેવા હાલ થાય? જે પર આશાના પાશમાં પડેલા છે તે જગત માત્રના ઓશિયાળા થઈ રહે છે, પણ જે પર આશાથી મુક્ત થઈ નિસ્પૃહ બને છે તેનું દાસત્વ આખી દુનિયા કરે છે. સુખ સહુને ગમે છે, પણ સુશીલના વડેજ તે પ્રાપ્ત થઈ શકે છે. દુઃખથી સહુ ડરે છે, પરંતુ કુશીલ–દુઃશીલ જનો તેથી છુટી શકતા નથી. રાવણ જેવા રાજવીના પણ કુશીલતાથી કેવા માઠા હાલ થયા? **સુખના અર્થી જનોએ સતી સીતા અને રામચંદ્ર જેવા સુશીલ થવું જોઇએ. શીલ-સદાચાર સમાન બીજું કોઇ શ્રેષ્ઠ ભૂષણ નથી.** શીલના પ્રભાવથી જંગલ મંગલરૂપ થાય છે, અગ્નિ જળરૂપ થાય છે, સર્પ ફુલની માળારૂપ થાય છે, વિષ અમૃતરૂપ થાય છે, અને શત્રુ મિત્રરૂપ થાય છે, દેવો પણ સુશીલનું દાસત્વ કરે છે. શીલના પ્રભાવથી શીઘ્ર મંત્રસિધ્ધિ થાય છે, ચોતરફ યશ–કીર્તિ વિસ્તરે છે, તથા અષ્ટસિદ્ધિ અને નવનિધિ પ્રાપ્ત થાય છે. અબ્રહ્મ-સેવન (વિષયાંધતા) થી નિબિડ પાપબંધ થાય છે, સકળ સુકૃત (પુન્ય) નો ક્ષય થાય છે, અને સર્વ કાંઈ વિપરીત થવા પામે છે. તેવી દુષ્ટ કુશીલતાથી દૂરજ રહેવું જોઇએ. સંત–મહંતો તો આત્માનંદી હોઇ ઉકત મહાવ્રતને ધોરીની પેરે ધારતા વિષયસુખનો સર્વથા ત્યાગ કરે છે. એટલે વિવિધ શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શમાં મુંઝાયા વગર સર્વદા સમભાવે રહે છે તથા સુશીલ ગૃહસ્થ સજ્જનો સ્વદારા (પત્ની) સંતોષીજ હોય છે, એટલે પરસ્ત્રી પ્રમુખને તેઓ માતા પુત્રી કે સહોદરા સમાન લેખે છે. ફકત ઓછી સમજના–કમ અક્કલ મુગ્ધજનોજ ઉચિત મર્યાદાનો લોપ કરીને સ્વચ્છંદપણે વિહરતા કામાંધ બની એવાં અનાચરણ કરે છે કે જેથી અહીં ઇજ્જતના કાંકરા કરી

વિવિધ રોગ અને ચિન્તાગ્રસ્ત થઇને બહુ દુઃખી થાય છે, અને પરભવમાં દુષ્કૃત્ય યોગે દુર્ગતિમાં પડી ભારે વિટંબના પામે છે. યતઃ—"કામનું સુકૃત્ય જાય, ગાંઠનું તો ગરથ જાય, સ્વનારીનો સ્નેહ જાય, રૂપ જાય રંગથી; ઉત્તમ સહુ કર્મ જાય, કુળના સહુ ધર્મ જાય, ગુરૂજનની શર્મ જાય, કામના પ્રસંગથી. ગુણાનુરાગ દૂર જાય, ધર્મ પ્રીતિ નાશ થાય, રાજાથી પ્રતીત જાય, આત્મબુદ્ધિ ભંગથી; જપ જાય તપ જાય, સંતાનોની આશ જાય, શિવપુરનો વાસ જાય, વેશ્યાના પ્રસંગથી." કુલટા નારીનો સંગ-પ્રસંગ જેમ સુજ્ઞ સુશીલ જનોએ જરૂર તજવાનો છે, તેમ લંઠ-કુશીલજનોનો સંગ-પ્રસંગ પણ સુશીલ બ્હેનોએ સાવચેતીથી અવશ્ય તજવાનો છે. સુશીલતાથીજ સર્વ યોગ-ક્ષેમ સંપજે છે, અને કુશીલતાથી તો તેનો ક્ષયજ થાય છે; એમ સમજી કુશીલતા તજીને સુશીલતા આદરવા સહુ કોઈ ઉજમાળ બનો. ઇતિશમ્.

તા. કઃ—શરીરનું આરોગ્ય સાચવી રાખવા, મનનો સુંદર વિકાસ થવા દેવા અને સર્વ વાતે શક્તિસંપન્ન પ્રજા ઉત્પન્ન કરવા તથા તેને ઘટતું પોષણ આપી તેનામાં મનુષ્યત્વ જાગ્રત કરવા માત પિતાઓએ જાતે પારેવાં જેવી વિષયાશક્તિ તજીને, બનતા પ્રયત્ને જીતેન્દ્રિય બની, સ્વપરહિત કાર્યો કરવામાં સ્વશક્તિનો સદુપયોગ કરવો જોઇએ.

---

# ગુરૂ ભક્તિ.

## ગુરુ સ્તુતિ.

### (ભૂજંગી.)

ગુરુજી ! નમું રોજ માથું નમાવી,
રૂડું જ્ઞાન દેજો દયા ખૂબ લાવી;
તમારી દયાથી સુખી સર્વ થાતાં,
તમે છો દયાળુ સદા જ્ઞાન દાતા.

ગુરુ ! આપ છો દેવ સાચા અમારા,
ગુણો શું ગણું મૂર્ખ હું તો તમારા ?
તમે છો કુબુદ્ધિ સદા કાપનારા,
તમે છો સુબુદ્ધિ સદા આપનારા.
જગે શ્રેષ્ઠ છે નામ કેવું તમારૂં ?
ગુરુજ્ઞાનથી દુઃખ નાસે નઠારૂં;
ભલે હોય કો બુદ્ધિશાળી તથાપિ,
ગુરુ જ્ઞાન વિના ન ચાલે કદાપિ ! !
નમું શીશ નામી ગુરુ જ્ઞાન આપો,
સદા શિષ્યનું આપ અજ્ઞાન કાપો.
કરૂં ભક્તિ હું ભાવ રાખી તમારી,
કરો માફ જે જે બને ભૂલ મારી.

# આરૂણિ.

અસલના વખતમાં એક ધૌમ્ય નામે એક ઋષિ હતા. તેમને ત્રણ શિષ્યો હતા. આરૂણિ, ઉપમન્યુ અને વેદ. તેમાં આરૂણિ સૌથી મોટો હતો. પોતાના ગુરુની તે હંમેશ કાળજી પૂર્વક સેવા કરતો. એક વખત ચોમાસાના દિવસોમાં વરસાદ વરસતો હતો; ત્યારે ગુરુએ તેને કહ્યું "અલ્યા વિદ્યાર્થી! તું આજ આપણા ખેતરમાં જઇને પાણી રોકી રાખવા માટે પાળ કે બંધ બાંધી આવ કે જેથી પાણી બહાર નીકળી જાય નહિ."

ગુરુની આજ્ઞા થતાંજ તે શિષ્ય ગુરુને નમસ્કાર કરી ખેતરમાં ગયો; પણ ત્યાં જઇને જુએ છે તો પાણી એકદમ પાળ તોડીને ચાલ્યું જતું હતું. તેને અટકાવી રાખવા માટે શું ઉપાય કરવો તે આરૂણિને સૂઝ્યું નહિ. તેણે મનમાં વિચાર કર્યો કે હું પોતેજ પાણીને રોકી રાખવા માટે ખેતરની તૂટેલી પાળમાં વચ્ચે આડો સુઇ જાઉં કે જેથી ગુરુનું નુકસાન થાય નહિ. તરતજ તે આડો પડયો અને પાણી બહાર જતું અટકી ગયું. આવીને આવી હાલતમાં તેણે આખી રાત કાઢી! સવારમાં ગુરુએ બીજા શિષ્યોને પૂછયું કે "આરૂણિ કયાં છે? શું હજુ સુધી નથી આવ્યો? મેં તેને કાલે ખેતરની પાળ બાંધવા માટે મોકલ્યો હતો માટે ત્યાં તો નથી રહી ગયો?"

પછી ગુરુ પોતાના બીજા શિષ્યોની સાથે ખેતરમાં ગયા અને એક તરફ ઉભા રહીને જોરથી ધાંટો કાઢી બોલ્યા "આરૂણિ! ઓ આરૂણિ! તું કયાં છે?" ગુરુનો આ શબ્દ સાંભળી આરૂણિ જ્યાં આડો પડયો હતો ત્યાંથી એકદમ ગુરુની પાસે આવી પગમાં પડયો અને પછી બે હાથ જોડી કહેવા લાગ્યો "મહારાજ! મને શું આજ્ઞ

છે ? હું તો આપનું વચન માથે ચડાવી આ ખેતરમાં પાળ બાંધવા આવ્યો હતો; પણ પાણી રોકી રાખવાનો કાંઇ સારો ઇલાજ હાથ નહિ આવવાથી આખી રાત પાળના તૂટેલા ભાગમાંજ આડો પડયો રહ્યો. આપની આજ્ઞા લોપીને મને આશ્રમમાં આવી સુવું ઠીક લાગ્યું નહિ. અત્યારે છેટેથી આપનો શબ્દ સાંભળી હું અહીં આવ્યો છું પણ મારૂં ચિત્ત તો ખેતરનું જળ રોકવામાંજ લાગી રહ્યું છે. મને હવે શું આજ્ઞા છે ?"

તે હકીકત સાંભળીને દયાળુ ગુરુનું હૈયું ભરાઈ આવ્યું. તેમણે આરૂણિને છાતી સાથે ચાંપીને કહ્યું. "ભાઇ ! હું તારી ગુરુભક્તિથી અત્યંત પ્રસન્ન થયો છું. તેં મારી સેવા કપટ રાખ્યા વિના ખરા ઉત્સાહ અને પ્રેમથી કરી છે; તેથી હું તને આશીર્વાદ આપું છું કે તારા મનના સર્વ મનોરથો સફળ થાઓ ! અને ચાર વેદ, છ શાસ્ત્ર તથા બીજી તમામ વિદ્યાઓનું તને જ્ઞાન થાઓ ! તારા જેવી સ્નેહથી ગુરુ ભક્તિ કરનાર આ જગત્માં કદી પણ દુ:ખ પામશે નહિ. જા. આજથી તારી વિદ્વાનોમાં ગણના થશે અને તારૂં માન વધશે."

આ પ્રમાણે ગુરુના આશીર્વાદ તથા ભક્તિથી આરૂણિને સર્વ વિદ્યા મળી અને આગળ જતાં તે ઉદ્દાલક નામે પ્રખ્યાત ઋષિ થયા.

---

## ઉપમન્યુ.

એજ ધૌમ્ય ગુરુના બીજા શિષ્ય ઉપમન્યુએ પણ સારી ગુરુ ભક્તિ કરી હતી. તેને ગુરુએ હંમેશ પોતાની ગાયો ચરાવા લઈ જવાનું કામ સોંપ્યું હતું. તે પ્રમાણે તે સવારમાં ગાયોને લઇને

વગડામાં જતો અને સાંજે તેમને ચરાવીને પાછો આવતો. એક દિવસ ગુરુએ તેનું પુષ્ટ શરીર જોઈ પૂછયું "પ્રિય ઉપમન્યુ! તું હંમેશ શું ખાય છે?"

શિષ્યે જવાબ આપ્યો "મહારાજ! ભિક્ષા માગી લાવીને ખાઉં છું."

ગુરુએ કહ્યું "વિદ્યાર્થીથી ગુરુને અર્પણ કર્યા વિના કાંઈ ખાઇ શકાય નહિ એવું શાસ્ત્રનું ફરમાન છે માટે તારે અમને અર્પણ કર્યા સિવાય ભિક્ષા ખાવી નહિ." બીજા દિવસથી શિષ્યે તેમ કરવા માંડયું અને ગુરુએ તેની બધી ભિક્ષા લઇ લેવા માંડી. આમ ઘણાક દિવસો નીકળી ગયા. વળી એક દિવસ ગુરુએ તેને પાસે બોલાવીને પૂછયું– "ભાઈ! હું દરરોજ તારી ભિક્ષા લઇ લઉં છું તો પછી તું તારૂં પેટ શી રીતે ભરે છે?"

શિષ્યે કહ્યું "મહારાજ! પ્રથમ માગી આણેલી ભિક્ષા આપને અર્પણ કર્યા પછી હું બીજીવાર ભિક્ષા માગી લાવીને મારૂં પેટ ભરૂં છું."

ગુરુએ તેનો એ જવાબ સાંભળીને કહ્યું "હવેથી તારે એ પ્રમાણે કરવું જોઇએ નહિ કારણ કે તેમ કરવાથી બીજા ભિખારીઓને અડચણ પડે છે! વિદ્યાર્થીએ સદા સંતોષી રહેવું જોઇએ તેમજ તેણે બીજાને હરકત ન થાય તેમ વર્તવું જોઇએ."

ગુરુની આજ્ઞા પ્રમાણે તેણે બીજા દિવસથી પોતાને માટે ભિક્ષા માગવી બંધ કરી. વળી બે ત્રણ દિવસ ગયા પછી ગુરુએ તેને પ્રથમના જેવોજ શરીરે પુષ્ટ જોઇને પૂછયું "ઉપમન્યુ! હું તારી બધી ભિક્ષા લઇ લઉં છું અને તને બીજીવાર ભિક્ષા માગવાની ના કહેલી છે છતાં તારૂં શરીર નબળું પડયું નથી માટે તું શું ખાઇને રહે છે; તે કહે?"

શિષ્યે કહ્યું "ગુરુજી! અન્ન તો કાંઇ નથી ખાતો પણ ગાયોનુ દુધ પીને પ્રાણ ટકાવી રાખું છું." ગુરુને એ સાંભળી ક્રોધ ચડયો તેમણે તેને ઘણો ઠપકો આપીને કહ્યું કે "મારી આજ્ઞા વિના તેં શા માટે દુધ પીધું? હવેથી તારે આ પ્રમાણે કરવું નહિ." ગુરુનો ક્રોધ જોઇ શિષ્ય બે હાથ જોડી બોલ્યો "મહારાજ! મારી ભૂલ થઇ! હવેથી આ પ્રમાણે નહિજ કરૂં. મને ક્ષમા કરો."

બીજા દિવસથી પાછો હંમેશની માફક તે વિદ્યાર્થી ગાયો ચરાવા લાગ્યો. વળી ઘણાક દિવસ નીકળી ગયા પછી એક દિવસ ગુરુએ શિષ્યને પૂછયું "ભાઇ! તું અનાજ ખાતો નથી, દુધ પીતો નથી તેમ છતાં તારૂં શરીર પ્રથમના જેવુંજ કેમ રહ્યું છે?"

"મહારાજ! વાછરડાંઓ ગાયોને ધાવી રહ્યા પછી દુધનાં જે ફીણ ચોંટેલાં હોય છે તે ચાટીને હું મારી ભૂખ મટાડું છું!"

"અરે એમ કરવાનું તને કયાં કહ્યું છે? કાલથી તારે એવી રીતે ફીણ પણ ન ચાટવાં."

ઉપમન્યુએ ત્યારથી એ આજ્ઞાનું પાલન કરવા માંડયું. એક, બે દિવસ તો જેમ તેમ ભૂખ વેઠીને કાઢયા પણ પછી તેનાથી રહેવાયું નહિ. ત્રીજે દિવસ તેને વગડામાં ઘણીજ કકડીને ભૂખ લાગી. શું કરવું તે સૂઝયું નહિ. આંખે અંધારાં આવવાં લાગ્યાં. એટલામાં એક આંકડાના છોડ તરફ તેની નજર ગઈ. એકદમ તેનાં પાંદડાં ચુંટી ચુંટીને ખાવા માંડયાં. થોડાં ખાધાં કે તરતજ તે પાંદડાંની ગરમી લાગવાથી તેની આંખો ફુટી ગઈ! બિચારો વિદ્યાર્થી આંધળો થઇ ગયો. રસ્તો નહિ સૂઝવાથી આડો અવળો ભટકવા લાગ્યો. અને ભટકતાં ભટકતાં તે એક કુવામાં જઇને પડયો!

રાત પડી, પણ રોજની પેઠે ઉપમન્યુ ઘેર આવ્યો નહિ એ જોઈ ગુરુએ બીજા શિષ્યોને પૂછ્યું "આજ ઉપમન્યુ કેમ હજુ આવ્યો નથી? મેં તેને સર્વ પ્રકારનું ભોજન કરવાની ના કહી છે, તેથી તે રીસાઇને ક્યાંઈ ચાલ્યો ગયો તો નથી ને? ચાલો એની તપાસ કરીએ." એમ કહી બીજા શિષ્યોને સાથે લઇ ગુરુ વનમાં ગયા અને મોટા સાદ (ધાંટા) કાઢી ઉપમન્યુને બોલાવવા લાગ્યા કે "ભાઈ ઉપમન્યુ! તું ક્યાં છે? અહીં આવ. અહીં આવ."

ગુરુનું વચન સાંભળી તેણે કુવામાંથી જવાબ દીધો "મહારાજ! હું તો કુવામાં પડી ગયો છું."

"કુવામાં શી રીતે પડ્યો?"

શિષ્યે જબાબ દીધો—"આજ બહુ ભૂખ લાગી હતી; તેથી તે મટાડવા આંકડાનાં પાંદડાં ખાધાં અને તરત આંખો ફુટી ગઈ. પછી માર્ગ નહિ દેખાવાથી કુવામાં પડી ગયો." ગુરુએ પછી તેને અશ્વિનીકુમાર કે જે દેવતાઓના વૈદ્ય છે તેમને બોલાવવાની સ્તુતિ શીખવાડી અને કહ્યું કે "તેમને બોલાવ. તે તારી આંખો સારી કરશે."

શિષ્યે મંત્ર જપી અશ્વિનીકુમારને બોલાવ્યા. તેઓ ત્યાં આવ્યા અને પ્રસન્ન થઇ ઉપમન્યુને એક પુરી ખાવા આપી; પણ ઉપમન્યુએ કહ્યું કે "મારા ગુરુને આપ્યા સિવાય હું તે ખાઇ શકીશ નહિ. ભલે મારી આખી જીંદગી આ કુવામાંજ જાય પણ મારો ધર્મ હું ચુકીશ નહિ."

આ પ્રકારની તેની દૃઢ ગુરુ ભક્તિ જોઇને દેવતાઓના વૈદ્ય ઘણા પ્રસન્ન થયા અને તેમણે આશીર્વાદ આપ્યો કે "તારી ગુરુ ભક્તિ જોઇ અમે બહુ ખુશી થયા છીએ. જા. આજથી તારો અંધાપો

ટળી જશે. તારા બધા મનોરથો સિદ્ધ થશે અને તને સઘળી વિદ્યા આવડશે." આ પ્રમાણે કહી તેઓ ચાલ્યા ગયા. ઉપમન્યુને ગુરુએ બહાર કાઢયો. તે બહાર નીકળી ગુરુના પગમાં પડયો. ગુરુએ પણ તેની ખરી ભક્તિ જોઇ આશીર્વાદ આપ્યો ને કહ્યું કે "મેં આ બધું તારી પરીક્ષા જોવા માટે કર્યું હતું; પણ હવે હું તારી ઉપર બહુ રાજી થયો છું. તારૂં સર્વદા કલ્યાણ થશે !"

આ પ્રમાણે ગુરુની આજ્ઞા પાળવાથી ઉપમન્યુને ઘણો લાભ થયો.

---

## વેદ.

હવે ત્રીજા શિષ્ય વેદની વાત કરીએ. તે પણ ખરેખરો ગુરુ ભકત હતો. તેની પરીક્ષા કરવા માટે તેને ગુરુએ કહ્યું હતું કે "તારે સદા અહીંજ રહેવું ને મારા ઘરનું તમામ કામ કરવું" તે પ્રમાણે વેદ ગુરુને ઘેર રહેતો હતો ને હંમેશ તેમની ખરા દિલથી સેવા કરતો. ગામમાંથી ભિક્ષા માગી લાવી ગુરુને અર્પણ કરી બાકી વધે તે પોતે ખાતો, વગડામાં જઇ બળતણ વીણી લાવતો. ગુરુના ઘરનું બધું કામ કરતો. ગમે તેવું મહેનતનું કામ હોય પણ તે નાખુશ થતો નહિ. આ પ્રમાણે ઘણાંક વર્ષ સેવા કર્યા પછી ગુરુ પ્રસન્ન થયા અને તેને સામો આશીર્વાદ આપી ઘેર મોકલ્યો.

આ રીતે અસલના વખતમાં વિદ્યાર્થીઓ ગુરુને પરમેશ્વર જેવા ગણી તેમની સેવા કરતા તેથી તેમને સહેલાઇથી વિદ્યા આવડતી અને મોટા થયા પછી સંસારમાં તેઓ ગુરુની આશિષથી સુખી થતા. છોકરાઓ, તમારે પણ તમારાં માતપિતા અને ગુરુની ખરા ભાવથી ભક્તિ કરવી જોઇએ કારણ કે:—

## હરિગીત.

ગુરુ ભક્તિથી શિષ્યને સદા શુભ લાભ અતિશય થાય છે.
ગુરુ ભક્તિથી શિષ્યનાં બધાં દુઃખ દૂર ઝટ થઇ જાય છે.
ગુરુ ભક્તિથી સુખ-વૈભવો, ધન, ધામ-સર્વ પમાય છે.
ગુરુ ભક્તિથી ભવમાં સદા શિષ્ય પૂર્ણ પુણ્ય કમાય છે.
ગુરુ ભક્તિ જે કરતા નથી તે પાપી થઇ પરખાય છે.
ગુરુ ભક્તિ જે કરતા નથી નિશ્ચય નરકમાં જાય છે.
માટે સદા પ્રિય બાળકો! ગુરુ ભક્તિ કરજો ભાવથી;
જગતાત પણ રાજી થશે સહુ શિષ્યપર ગુરુભક્તિથી.

---

## એકલવ્ય.

પાંડવોના અને કૌરવોના ગુરુનું નામ દ્રોણાચાર્ય હતું. એ બ્રાહ્મણ હતા અને રાજકુંવરોને હથિયાર વાપરતાં શીખવવાનું કામ કરતા હતા. એક વખત તેમની પાસે એક ભિલ રાજાનો એકલવ્ય નામનો પુત્ર ધનુર્વિદ્યા શીખવા માટે આવ્યો. પણ દ્રોણાચાર્યે ક્ષત્રિઓ કરતાં ભીલ વધી ન જાય એ અભિમાની વિચારથી તેને યુદ્ધ વિદ્યા ભણાવવાની ના કહી. પ્રથમ તો એકલવ્ય નિરાશ થયો પણ પછી ગુરુને નમસ્કાર કરી વનમાં ગયો અને ત્યાં માટીના દ્રોણાચાર્ય બનાવી તેમાં પોતાની બુદ્ધિ સ્થાપી સેવા કરવા લાગ્યો! હંમેશ સવારમાં વહેલો ઉઠી નાહી ધોઇ ગુરુની ચંદન-પુષ્પ વડે પૂજા કરતો. પછી વનમાં ફળો વીણી લાવી ગુરુને નૈવેદ્ય ધરાવી પોતે ભોજન કરતો અને બાકીના સમયમાં એ માટીના બનાવેલા ગુરુની સમક્ષ બાણ મારવાની વિદ્યા શીખતો.

આ પ્રમાણે ઘણાં વરસ સુધી તે એક નિષ્ઠા અને ખરી દૃઢતાથી વનમાં રહ્યો અને ગુરુની મૂર્તિની સેવા કરી. આખરે ગુરુ તેના ઉપર પ્રસન્ન થયા અને તેને ધનુર્વિદ્યા આવડી.

વ્હાલાં બાળકો ! એક માટીની બનાવેલી ગુરુની આકૃતિમાં પણ પૂજ્ય બુદ્ધિ રાખવાથી અને તેની સેવા કરવાથી જ્યારે મનની ધારેલી ઇચ્છા પાર પડે છે ત્યારે સાક્ષાત્ ગુરુની સેવા–ભકિત કરવાથી ભકિત કરનારને લાભ થાય એમાં તો આશ્ચર્યજ શું ?

### વસંત તિલકા.

જે ભકિત ભાવ ધરીને ગુરુની કરે છે;
તે સિન્ધુ આ ભવ તણો સુખથી તરે છે.
"છે લાભ ખૂબ જગમાં ગુરુ સેવવાથી"
એ શિખ લ્યો સકળ આ સુચરિત્રમાંથી.

---

## અર્જુન.

આગળ જણાવેલા દ્રોણાચાર્ય ગંગાને કાંઠે રહેતા ભરદ્વાજ ઋષિના પુત્ર હતા તેમણે સર્વ પ્રકારની વિદ્યા પોતાના પિતાની પાસેથી મેળવી હતી. તેમની સાથે ઉત્તર પંચાલ દેશના પૃષત્ રાજાનો દ્રુપદ નામે પુત્ર અભ્યાસ કરતો હતો. બાળપણમાં તે બે જણને બહુ મિત્રતા હતી. ભરદ્વાજ ઋષિ મરી ગયા પછી દ્રુપદ પોતાના રાજ્યમાં જઇ રાજા થયો અને દ્રોણાચાર્ય પરશુરામ પાસે શસ્ત્રાસ્ત્ર વિદ્યા શિખવા ગયા. ત્યાં તેમણે ઘણું કષ્ટ વેઠી ગુરુની સેવા કરી ધનુર્વિદ્યા મેળવી. પછી ગુરુનો આશીર્વાદ લઇ તેઓ પોતાના મિત્ર દ્રુપદની પાસે આશ્રયની ઇચ્છાથી ગયા પણ દ્રુપદે તેમનું અપમાન કરીને કહ્યું કે

"હે મૂર્ખ! રાજાઓને તારા જેવા કંગાલની સાથે મિત્રતા ઘટેજ નહિ. પહેલાં હું તારો મિત્ર હતો પણ આ જગત્‌માં કોઇની મિત્રતા કાયમ ટકી શકતી નથી! તેથી તું મારી તરફથી કાંઇ આશા રાખીશ નહિ. વિદ્વાનો મિત્ર જેમ મૂર્ખ હોતો નથી. શૂરવીરનો મિત્ર જેમ કાયર હોતો નથી તેમ પૈસાદારનો મિત્ર ગરીબ હોતો નથી! માટે મારામાં કાંઇ પણ સ્વાર્થ રાખ્યા વિના તારે જ્યાં જવું હોય ત્યાં જા."

રાજાનાં એવાં અભિમાની વચનો સાંભળીને દ્રોણ બહુ નારાજ થયા અને ત્યાંથી હસ્તિનાપુર (દિલ્લી)માં આવી પાંડવો તથા કૌરવોના ગુરુ તરીકે નિમાયા. બધા રાજકુમારો તેમની પાસે હમેશ યુદ્ધ વિદ્યા શીખતા પણ અર્જુન ખરો ગુરુભક્ત હોવાથી તેના ઉપર ગુરુની પૂર્ણ કૃપા હતી. ગુરુએ તેને કહ્યું હતું કે "આ લોકમાં તારા જેવો ધનુર્ધર બીજો કોઇ ન થઇ શકે એવો હું તને બનાવીશ" અને ધીમે ધીમે ગુરુ કૃપાથી અર્જુન એવો હોંશિયાર પણ થયો. કૌરવો તેના ઉપર દ્વેષ કરતા પરંતુ જ્યાં ગુરુજીની કૃપા હોય ત્યાં શું બાકી રહે? અર્જુન સર્વમાં શ્રેષ્ઠ થયો. તેને સર્વ પ્રકારની વિદ્યા આવડી.

પહેલાના વખતમાં વિદ્યાર્થીઓએ ભણી રહ્યા પછી ગુરુને દક્ષિણા આપવી જોઇએ એવો રિવાજ હતો તે મુજબ સઘળા રાજકુમારોએ ભણી રહ્યા પછી દ્રોણાચાર્યને ગુરુ દક્ષિણા માગવાનું કહ્યું. ત્યારે ગુરુજીએ કહ્યું કે "પંચાલ દેશના રાજા દ્રુપદને હરાવી તેનું અભિમાન ઉતારો એજ મારી ગુરુ દક્ષિણા છે."

ગુરુનાં વચન સાંભળી સર્વ તૈયાર થયા અને ગુરુને સાથે લઇ દ્રુપદના નગર ઉપર ચડ્યા. રાજા સામો લડવા આવ્યો. બન્ને વચ્ચે મહાયુદ્ધ થયું. અંતે ખડ્ગ કાઢી અર્જુન દ્રુપદના રથ ઉપર ચડી

ગયો અને તેને પકડીને નીચે આણ્યો. દ્રુપદ હતાશ થઇ ગયો. એ જોઇ દ્રોણે કહ્યું "ભાઇ! પ્રાણના ભયથી બ્હીશો નહિ! હું બ્રાહ્મણ છું. તમારા વધનું નિમિત્ત હું થઇ શકીશ નહિ. બાળપણમાં આપણે બન્ને મિત્રો હતા અને અત્યારે પણ હું તમને મારા મિત્રજ માનું છું. આ રાજ્ય તમારૂંજ છે. મારે તો માત્ર તમારૂં અભિમાન ઉતારવા માટેજ આ પ્રમાણે કરવું પડયું છે."

દ્રુપદ નમ્ર થઇ બે હાથ જોડી બોલ્યો "મહારાજ! મને મારા અવિનયની ક્ષમા કરો."

પછી દ્રોણે અર્જુનની અનન્ય ગુરુભક્તિથી પ્રસન્ન થઇ તેને પણ સારો આશીર્વાદ આપ્યો અને કહ્યું કે "હે અર્જુન! તને ધનુર્વિદ્યામાં કોઇ જીતી શકશે નહિ. તું ખરો બાણાવળી ગણાઇશ હું તારી ઉપર પૂર્ણ પ્રસન્ન છું. હવે તારી પાસે મારી એક બીજી માગણી એ છે કે દૈવયોગે મારી સામે તારે યુદ્ધમાં ઉતરવાનો પ્રસંગ અવે તો તે વખતે કાંઇ પણ સંકોચ ન રાખતાં યુદ્ધ કરવું. તેં મારી પ્રતિજ્ઞા સિદ્ધ કરાવી ખરી ગુરુ ભક્તિનો દાખલો બેસાડયો છે. એથી તારા ઉપર હું બહુ રાજી થયો છું. તારા ઉપર પ્રભુની પણ કૃપા થાય એ મારી આશિષ્ છે."

દ્રૌપદી સ્વયંવરમાં અને મહાભારતના યુદ્ધમાં અર્જુને પાછળથી જે પરાક્રમો કર્યાં તે તેના ગુરુની પ્રસન્નતાનુંજ પરિણામ હતું.

---

## કર્ણ.

હસ્તિનાપુરમાં પાંડવો અને કૌરવો ભણતા હતા તેમની સાથેજ એક કર્ણ નામે દાસી પુત્ર પણ ભણતો હતો. ભણવામાં તે ત્રણે

હોંશિયાર હતો. દ્રોણાચાર્ય પાસે જેટલી વિદ્યા હતી તેટલી બધી તે શીખી રહ્યો પણ તેને પુરતો સંતોષ થયો નહિ; તેથી તે વખતે વિદ્યામાં સર્વોત્કૃષ્ટ ગણાતા પરશુરામ પાસે તે ભણવા ગયો. પરશુરામ જાતે બ્રાહ્મણ હતા અને તેમને ક્ષત્રિયો ઉપર તિરસ્કાર હતો તેથી તે ક્ષત્રિઓને વિદ્યા ભણાવતા નહિ. કર્ણ એક સામાન્ય ગરિબ વિદ્યાર્થી રૂપે પરશુરામ પાસે હાજર થયો. અને હંમેશ તેમની તન-મનથી સેવા કરવા લાગ્યો. ગુરુનાં વસ્ત્રો ધોવાં, ગુરુને નવરાવવા, ગુરુ સુઇ જાય ત્યારે પગ ચાંપવા વગેરે વગેરે સર્વ પ્રકારની ગુરુની સેવા તેણે પૂર્ણ ઉત્સાહથી કરવા માંડી. ગુરુએ પણ તેની દૃઢ ગુરુભક્તિ જોઇને પોતાની પાસેની મોંઘામાં મોંઘી બ્રહ્માસ્ત્રાદિ વિદ્યાઓ તેને આપવા માંડી.

એક દિવસ ગુરુ ભોજન કરીને સુઇ ગયા હતા. કર્ણ બેઠો બેઠો તેમના પગ પોતાના ખોળામાં લઇને ચાંપતો હતો. અચાનક એક ભમરો નીચેથી કર્ણના સાથળ પાસે આવ્યો અને તે સાથળ કરડવા લાગ્યો. કર્ણને ઘણું દુઃખ થવા લાગ્યું. ભમરો વધારે ને વધારે કરડતો ગયો. જો કર્ણ પોતાના સાથળનું રક્ષણ કરવા ખોળામાંથી ગુરુના પગ નીચે મૂકી દે તો ગુરુ જાગી જાય અને એમની સેવામાં એટલી ખામી આવે. તેથી હિંમત રાખીને તે સ્થિર બેસી રહ્યો. વેદના ઘણી થતી હતી પણ તે જરાએ હાલ્યો-ચાલ્યો નહિ. ગુરુ સેવા કરતાં તેણે શરીર સુખને અધિક ગણ્યું નહિ! ઘણી વારે જ્યારે સાથળમાંનું લોહી પરશુરામની નીચે ગયું ત્યારે તે જાગી ઉઠ્યા અને જુએ છે તો કર્ણના સાથળમાંથી લોહી નીકળતું હતું. ગુરુએ તે લોહી નીકળવાનું કારણ પૂછ્યું. કર્ણે ખરી હકીકત જાહેર કરી. આથી પરશુરામને આશ્ચર્ય થયું. તેઓ તેની ગુરુ ભક્તિ અને દૃઢતા જોઈ

પ્રસન્ન થયા અને પછી કહ્યું કે-"તું આટલી હિંમત રાખીને દુઃખ સહન કરી શકયો તેથી મારી ખાત્રી થાય છે કે તું બ્રાહ્મણના વેશમાં કોઈ વીર પુરૂષ હોવો જોઇએ. હું બ્રાહ્મણ સિવાય બીજાને વિદ્યા ભણાવતો નથી પણ તેં મારી ખરી નિષ્ઠાથી ભકિત કરી છે; તેથી તને આશીર્વાદ આપું છું કે "તારી કીર્તિ આ જગત્‌માં એક સાચા બાણાવલિ તરીકે પ્રસિદ્ધ થશે. તને રાજદરબારમાં મોટું માન મળશે અને લોકો તારૂં નામ હંમેશ સંભારશે. હું તારા ઉપર પ્રસન્ન છું ખરો પણ તેં મારી પ્રતિજ્ઞા છોડાવીને મારી ભકિત કરી વિદ્યા મેળવી છે માટે તું તે વિદ્યા ખરે અવસરે ભૂલી જશે !"

એ પછી કર્ણ પાછો દુર્યોધનના દરબારમાં આવ્યો અને ત્યાં ગુરુના આશીર્વાદ પ્રમાણે ઘણું માન પામ્યો. તેની કીર્તિ ચારે તરફ પ્રસરી અને તે બાણ મારવાની વિદ્યામાં અર્જુનનો બરોબરીઓ ગણાવા લાગ્યો. ગુરુને છેતરીને તેણે વિદ્યા મેળવી હતી પણ તેની ગુરુ ભકિત એવી દૃઢ હતી કે પરશુરામે તેને અહિત થાય એવો શ્રાપ ન આપતાં ઉલટાં તેની સેવાનાં વખાણ કર્યાં ! સેવામાં એક એવો ચમત્કાર છે કે તેની પાસે ક્રોધ જેવી વસ્તુ રહી શકતીજ નથી ! કર્ણ જેવો વિદ્યા મેળવવામાં અને ગુરુભકિત કરવામાં ખંતીલો હતો તેવોજ દાન દેવામાં પણ ઉત્સાહી હતો. તેથી લોકોમાં આજ તેનું નામ કર્ણ દાનેશ્વરી તરીકે પ્રસિદ્ધ છે. માણસો સવારના સમયને 'કર્ણની વેળા' કહે છે તે તેના દાન ધર્મને લીધેજ. અર્થાત્ ગુરુ કૃપાથી વિદ્યા આવે છે અને વિદ્યાથી વીરતા, પરોપકાર વગેરે ગુણો આવે છે. માટે સર્વેએ પ્રથમ ગુરુ કૃપા મેળવવા પ્રયત્ન કરવો.

# શ્રીકૃષ્ણ અને સુદામા.

સાંદીપનિ નામના ઋષિને ત્યાં શ્રીકૃષ્ણ અને સુદામા ભણવા માટે રહ્યા હતા. તેઓ બીજા શિષ્યોની પેઠેજ હંમેશ ગુરુની સેવા ઉઠાવતા હતા. એક વખત ગુરુ પરગામ ગયા હતા અને તેમના ઘરમાં બળતણ થઇ રહ્યું હતું; તેથી ગુરુપત્નીએ એ બે વિદ્યાર્થીઓને લાકડાં લઈ આવવા કહ્યું. ગુરુપત્નીની આજ્ઞા માથે ચડાવી બન્ને જણાં બળતણ લાવવા માટે જંગલમાં ગયા. વનમાં તેમણે એક જુનું પડી ગએલું ઝાડ જોયું તેથી તેને કાપીને લાકડાં લઈ જવાનો બન્નેએ વિચાર કર્યો. ઘેરથી કુહાડા લેતા આવ્યા હતા. તે વડે તે ઝાડ કાપ્યું અને દોરડાં વતી મોટા મોટા ભારા બાંધ્યા. પછી જ્યાં તે ભારાઓ ઉપાડીને તેઓ ચાલવા જાય છે કે તરતજ એકાએક આકાશમાં વરસાદ ચડી આવ્યો; ભારે વંટોળીઓ થયો. વીજળીના કડાકા થવા લાગ્યા અને જોત જોતામાં વરસાદ પડયો. સૂર્ય આથમી ગયો હતો. રાત અંધારી હતી ચારે તરફ કાંઇ સૂઝે તેમ નહોતું. સઘળે પાણી પાણી થઇ રહ્યું હતું. બન્ને જણ શરીરે ઉઘાડા હતા, ટાઢે થરથરતા હતા. કયાં જવું ને શું કરવું તે એકેયને સૂઝતું નહોતું. પરસ્પર હાથ ઝાલી કાદવમાં, કાંટાઓમાં અને પાણીમાં તેઓ અથડાતા હતા.

મોડી રાત્રે ગુરુ ગામથી ઘેર આવ્યા. ગુરુપત્નીએ કહ્યું કે "વિદ્યાર્થીઓને જંગલમાં બળતણ લેવા મોકલ્યા છે પણ તે હજુ આવ્યા નથી !" એ સાંભળી છોકરાઓ ભૂલા પડયા હશે એમ ધારી તત્કાળ ગુરુ તેમને શોધવા નીકળ્યા. આખી રાત ખોળ્યા પણ કયાંઈ પત્તો લાગ્યો નહિ. સવાર થયું ત્યારે તે બન્ને એક ઝાડ તળે માથા ઉપર લાકડાના ભારા લઇ ટાઢે ધ્રુજતા ઉભેલા જણાયા. ગુરુને જોતાંજ

શિષ્યોની આંખમાં આંસુ આવી ગયાં. ગુરુનું હૈયું પણ ભરાઇ આવ્યું તેમણે એ વિદ્યાર્થીઓને છાતી સાથે ચાંપી કુશળ સમાચાર પૂછ્યા અને કહ્યું કે "ભાઇઓ! તમે મારા માટે ઘણું કષ્ટ વેઠ્યું છે. મનમાં કોઇ જાતનું અભિમાન કે મોટપ રાખ્યા વિના તમે ગુરુભકિત કરી તમારો ધર્મ બરાબર પાળ્યો છે. મારી ગમે તેવી સેવામાં પણ જે ઉત્સાહ અને પ્રેમ તમે રાખ્યાં છે તે માટે હું તમને બીજું તો શું આપું? પણ એટલો આશીર્વાદ દઉં છું કે" તમારૂં સદા કલ્યાણ થશે. અને તમારી સઘળી વિદ્યાઓ તાજી રહેશે.

શ્રીકૃષ્ણ જેવાએ પણ ગુરુની આ પ્રમાણે સેવા કરી તેમનો સારો આશીર્વાદ મેળવ્યો એ વાત ઉપરથી બોધ એ મળે છે કે ગુરુની સેવા કરવી એ દરેકનો મુખ્ય ધર્મ છે. એ ધર્મ પાળવાથી મન દઢ થાય છે. દુઃખ સહન કરવાની ટેવ પડે છે. શરીર કસાય છે. સારી વિદ્યા અને સારૂં જ્ઞાન મળે છે. આબરૂ વધે છે. ટુંકામાં મનની સર્વ ઇચ્છાઓ પાર પડે છે.

વિદ્યાર્થીઓ! ગુરુની સેવા કરવી એ ખરા ભાવથી કરવી. તમે ગુરુને માટે ગમે તેટલી મહેનત–મજુરી કરો પણ હૃદયનો ભાવ ન હોય–ગુરુ ઉપર પ્રેમ ન હોય તો એ બધું નકામું છે! ભાવ એજ ભકિત છે અને ભાવમાંજ કલ્યાણ રહેલું છે માટે તમને વિદ્યા જેવી અમૂલ્ય વસ્તુ આપનાર તરફ આખી જીંદગી સુધી પૂજ્યબુદ્ધિએ વર્તજો. ગુરુના ઉપકાર ભૂલી કદી પણ પાપી ઠરશો નહિ.

**શાર્દૂલ વિક્રીડિત.**

સેવો સદ્‌ગુરુને સદા દઢ થઈ શિષ્યો અતિ પ્રેમથી;
મ સારે ઉપકારી તો ગુરુ સમું રે! કોઈ બીજું નથી!
સેવા ધર્મ કઠીન છે પણ સદા એ લાભ દેનાર છે.
સેવે જે ન ગુરુ કદી જગતમાં તેનેજધિક્કાર છે!

# ખોટી શરમ.

વસંતરાવે એક દિવસ પોતાના છોકરાને બોલાવીને પુછયું અલ્યા લલ્લુ ? તારા મહેતાજી કહેતા હતા કે તને તેમનુ બતાવેલુ કામ કરતાં શરમ થાયછે. કાલે તેમની બે ચોપડીઓ ઉપાડીને તેમની સાથે ઘર સુધી લઈ જવામાં શું તમને શરમ આવતી હતી ? લલ્લુ ! તારે આ ખોટી શરમ તજીદેવી જોઇએ ગુરુની આજ્ઞા પાળવી એ તો તારૂં કામજ છે. આપણા ધર્મના શાસ્ત્રોમાં લખ્યું છે કે ગુરુએ દેવ છે. માબાપ જન્મ આપે છે અને ગુરુ સારી વિદ્યા તથા જ્ઞાન આપે છે કે જે જ્ઞાન મોટી ઉમ્મરે ઘણું કામ લાગે છે. આથી તે પણ માબાપના જેટલાજ ઉપકારી છે.

અસલના વખતમાં વિદ્યાર્થીઓ ગુરુની ઘણી સેવા ઉઠાવતા હતા. આઠ દશ વર્ષની ઉમ્મર થાય એટલે છોકરાઓને ગુરુને ત્યાં જઈ રહેવું પડતું હતું. ત્યાં તેઓ ગુરુના ઘરનું તમામ કામ કરતા હતા. ગુરુનાં લુગડાં ધોવાં. વાસણ માંજવાં, પાણી ભરી લાવવું અને છેવટ ભિક્ષા માગી લાવી ગુરુને આપવી એ બધુ વિદ્યાર્થીએ કરવું પડતું. તેણે સવારમાં ગુરુના ઉઠયા પહેલાં જાગવું પડતું અને સાંજે ગુરુના સુતા પછી સુવાતું. સારૂં પહેરવાનું કે ખાવાનું તો હોયજ શાનું ? ભણવાનું પુરૂં થયા પહેલા ઘેર જવાતું નહિ. માબાપ કે ભાઇભાંડુને મળાતું નહિ. જયારે સર્વ વિદ્યા પુરી થઇ રહેતી ત્યારે ગુરુ ઘેર જવાની રજા આપતા. વિદ્યાર્થીઓએ કેમ વર્તવું જોઇએ તે સંબંધી મનુસ્મૃતિ નામે એક પુસ્તકમાં તો એટલે સુધી લખ્યું છે કે " વિદ્યાર્થીએ સુતાં સુતાં કે બેઠાં બેઠાં અથવા આડુ—અવળું મોં રાખીને ગુરુને ઉત્તર આપવો નહિ. ગુરુ બેઠા હોય તો પોતે ઉભા રહીને અને ગુરુ ઉભા

તો તેમની પાસે જઇને અથવા ગુરુ ચાલતા હોય તો તેમની આગળ દોડીને શિષ્યે જવાબ આપવો. ગુરુના દેખતાં તેણે કદી પણ બેદરકારી કરવી નહિ. તેમને તોછડે નામે બોલાવવા નહિ અને તેમની બોલીના, ચાલના કે રીતભાતના ચાળા પાડવા નહિ. વળી જ્યાં પોતાના ગુરુની નિંદા થતી હોય ત્યાં ઉભા રહેવું નહિ અને તે સાંભળવામાં આનંદ માનવો નહિ."

લલ્લુ ! તારે અત્યારે આવા અઘરા નિયમો પાળવા પડતા નથી. ગુરુને માટે નથી ભિક્ષા માગી લાવવી પડતી કે નથી પાણી ભરી લાવવું પડતું. બે ચોપડીઓ ઉપાડી ગુરુના ઘર સુધી પહોંચાડવા જેવું કામ ગુરુ કોઇક દિવસ બતાવે તેમાં શરમ લાગે કે ? રસ્તામાં છોકરાઓ જોડે તકરાર કરતાં, ગાળાગાળી કરતાં, જુગાર રમતાં અને ગમે તેમ ખેલતાં શરમ ન આવે અને ગુરુનું બતાવેલું નહિ જેવું કામ કરતાં શરમ આવે એ કેટલું બધું ખરાબ કહેવાય ? કઇ બાબતથી શરમાવું અને કઇ બાબતથી ન શરમાવું એનું તને જ્ઞાન નથી. ગુરુની આજ્ઞા તો મોટા મોટા રાજાઓ પણ પાળે છે. ગુરુની સર્વને જરૂર છે. ગુરુ વિના જ્ઞાન મળતુંજ નથી. દત્તાત્રય નામે ભગવાને ચોવીશ ગુરુ કર્યા હતા તે જુદી જુદી જાતનું જ્ઞાન લેવા માટેજ.

પુત્ર ! પહેલાના વખતના વિદ્યાર્થીઓ બાલ્યાવસ્થાથીજ ગુરુજનની આજ્ઞા પાળતાં શીખતા. પિતૃભક્તિ, માતૃભક્તિ અને ગુરુભક્તિ એ ત્રણેની મહત્તા એકસરખી અંકાતી. બાળકો કદી પણ એ ભક્તિથી દૂર રહેતા નહિ. ઘણીક વખત તો માબાપ કરતાં પણ ગુરુની આજ્ઞા વધારે પાળતા એવા દાખલાઓ મળી આવે છે. આજ બધો જમાનો ફરી ગયો છે. માબાપનું કહ્યુંજ બાળકો જ્યાં માનતાં નથી ત્યાં

મહેતાજીની આજ્ઞા ક્યાંથી પાળે ? માટે ભાઇ ! આ જગતમાં જો કોઇ પણ મોટપ કે માન મેળવવું હોય તો બીજાને માન આપતાં શીખો. બીજાને–મોટાને જે માન આપી જાણતો નથી તે પોતે માન મેળવવાને લાયકજ નથી ! પ્રતાપી અશોક રાજા કે જે આશરે બે હજાર વર્ષ ઉપર હિન્દમાં રાજ્ય કરતા હતા તેમણે ઠેકાણે ઠેકાણે લોકોને ઉપદેશ આપવા માટે શિલાઓ ઉપર આજ્ઞાઓ કોતરાવી હતી કે "માબાપ કહે તે દરેક જણે અવશ્ય સાંભળવું. જીવતાં પ્રાણી તરફ માનની નજરે જોવું, હંમેશ સાચું બોલવું, ગુરુ તરફ પૂજ્ય ભાવ રાખવો અને સગાં સંબંધીઓને યોગ્ય માન આપવું. આ પ્રમાણે વર્તવાથી આયુષ્ય વધે છે માટે દરેક જણે આ નિયમો પાળવા."

લલ્લુ ! હવેથી ખોટી શરમનો ત્યાગ કરી તારા મહેતાજીની આજ્ઞા પાળજે અને આજે મેં જે તને કહ્યું છે તે બરાબર ધ્યાનમાં રાખજે. આજ તો શું પણ મોટી ઉમ્મરનો થાય તો પણ એ ગુરુ તરફ માનની દૃષ્ટિ રાખી તેમની સેવા કરતાં જરાપણ શરમાઇશ નહિ.

---

## શૂરા શિષ્ય શિવાજી.

દિલ્લીમાં જ્યારે મુસલમાની રાજ્ય હતું અને મોગલવંશનો મહા જુલમી ઔરંગજેબ બાદશાહ રાજ્ય કરતો હતો ત્યારે દક્ષિણમાં હિન્દુ ધર્મનું દૃઢતાથી રક્ષણ કરનાર શિવાજી નામે એક પુરુષ પ્રકટ થયા હતા. તે ઘણા બહાદુર, લડવૈયા અને પોતાના ધર્મને માટે પ્રાણ આપનાર હતા. તેમણે મુસલમાનોની સામે અનેક વિગ્રહો કરીને આર્ય ધર્મ ટકાવી રાખ્યો હતો. મુસલમાનો હિન્દુઓને વટલાવતા હતા, તેમનાં દેવમંદિરો તોડી પાડતા હતા અને બીજો પણ ઘણો જુલમ

કરતા હતા. શિવાજી મહારાજે તે અટકાવી આર્યધર્મનું રક્ષણ કર્યું હતું.

મહારાજ શિવાજીમાં આર્યાભિમાનનો જુસ્સો ઉત્પન્ન કરનાર તેમના ગુરુ રામદાસસ્વામી હતા. દક્ષિણમાં એમને બધા 'શ્રી સમર્થ' નામથી ઓળખે છે. મહારાષ્ટ્રનો ઉદય એ મહા પુરુષના ઉપદેશને આભારી છે. સ્વધર્મ, સ્વદેશ અને સ્વમાનને માટે પ્રત્યેક જણે આત્મભોગ આપવો જોઇએ. એમ તેઓ ઉપદેશ કરતા. શિવાજી મહારાજને તેમના એ ગુરુએ આર્યધર્મનું રક્ષણ કરવાનું કામ સોંપ્યું હતું અને તે પ્રમાણે તેમણે ગુરુની આજ્ઞા પાળી પણ હતી. મોજમજા કે સુખચેન ન ભોગવતાં ગુરુની આજ્ઞા પ્રમાણે આખી જીંદગી લડવૈયાની દશામાં રહેવું એ પણ એક જાતની ખરી ગુરુભક્તિજ છે।

મહારાજ શિવાજીને પોતાના પિતા તરફ ઘણું માન હતું. પિતાના મરણ પછી પણ તેમના સ્મરણમાં એક મંદિર બંધાવ્યું હતું અને તેના ખર્ચ માટે એક ગામ આપ્યું હતું. ગુરુ સમર્થને તો તેઓ એક ઘડી પણ વિસરતા નહિ. પોતાના ગુરુના ઉપકાર તેઓ ખુલ્લા દિલથી પ્રકટ કરતા અને વારંવાર કહેતા કે મારામાં જે કાંઇ સામર્થ્ય છે તે મારા ગુરુ શ્રી સમર્થની કૃપાનુંજ પરિણામ છે.

વ્હાલાં બાળકો ! આજકાલના વિદ્યાર્થીઓ ભણતા હોય છે તો પણ ગુરુ તરફ ભાવ રાખતા નથી તો પછી ભણી રહ્યા કેડે ગુરુના ઉપકાર યાદ રાખે એ તો બનેજ શી રીતે ? 'ગરજ મટયા પછી વૈદ્ય વેરી' એ કહેવત મુજબ કેટલાક વિદ્યાર્થીઓ ગુરુનું અપમાન અને નિંદા કરતાં પણ અચકાતા નથી ! એવા દુષ્ટ શિષ્યોએ શિવાજી મહારાજ જેવા આખી જીંદગી સુધી ગુરૂના ઉપકાર ગાનારનો દાખલો લેવો જોઇએ. અને હંમેશ કહેવું જોઇએ કે:—

અનુષ્ટુપ.

અજ્ઞાને અંધ લોકોને, આંજીને જ્ઞાન અંજન;
ચક્ષુ જેણે નવાં આપ્યાં, એવા ગુરૂને વંદન.
ગુરુ છે વિષ્ણુ ને બ્રહ્મા, ગુરુ છે દુઃખભંજન,
ગુરુ સર્વસ્વ જાણીને, નિત્યે કરવું વંદન.

---

## આખરે સુધર્યો.

જુના વખતમાં એક ગુરુની પાસે કેટલાક વિદ્યાર્થીઓ ભણતા હતા. તેમાં માત્ર એકજ શિષ્ય એવો હતો કે જે ગુરુનું કહ્યું માનતો નહોતો. ગુરુ કામ બતાવે તે બીજા શિષ્યો કરતા પણ પેલો ખરાબ દાનતનો શિષ્ય કદી પણ કામ કરતો નહિ.

એક દિવસ એવું બન્યું કે ગુરુએ બધા વિદ્યાર્થીઓને બળતણ લેવા માટે જંગલમાં મોકલ્યા. ત્યાં બીજા કહ્યાગરા વિદ્યાર્થીઓ તો બળતણ એકઠું કરવા મંડી ગયા પણ તે બેદરકાર શિષ્ય એક ઝાડની નીચે લાંબો થઇને સુતો. તેના સાથીઓ થોડીવારમાં બળતણના ભારા બાંધી ગામમાં પહોંચી ગયા; પછી એ ભાઇસાહેબ જાગ્યા અને જુએ છે તો સર્વે જતા રહ્યા હતા !

ઉંઘમાંથી ઉઠયા પછી બળતણ લેવા માટે તે એક અર્ધા સુકાઇ ગએલા ઝાડ ઉપર ચડયો. અને તેની ડાળીઓ તોડવા લાગ્યો. મનમાં તેને એ કામ કરવા બદલ એટલો બધો તિરસ્કાર થતો હતો કે તે ગુરુને ગાળો દેતો હતો તેમજ કાંઇ કાંઇ બબડતો હતો. તેની આંખમાં ઉંઘ ભરી હતી અને હૃદયમાં ક્રોધ ભર્યો હતો. જેથી તેને કાંઇ સૂઝતું નહોતું. થોડીવાર સુધી એ પ્રમાણે ડાળીઓ તોડયા પછી જેવો

તે એક મોટી ડાળી તોડવા જાય છે કે તરતજ તે ડાળીનો છેડો આંખમાં વાગ્યો અને તેની આંખ ફુટી ગઈ! શિષ્ય બેશુદ્ધ થઇ નીચે પડ્યો! પડવાથી શરીરે પણ પછાડ લાગી!!

ઘણીવારે જ્યારે તેને કંઇક ભાન આવ્યું ત્યારે તે ધીમે ધીમે ચાલીને ગુરુ પાસે ગયો અને પોતાની વિતેલી સઘળી હકીકત તેમને કહી. એક વડો વિદ્યાર્થી કે જે એ બધું સાંભળી રહ્યો હતો તે તરત બોલી ઉઠયો, " ગુરુની સેવાનો તિરસ્કાર કરવાનુંજ એ પરિણામ છે!"

આ બનાવ બન્યા પછી તે બેદરકાર અને આળસુ શિષ્ય સુધરી ગયો હતો. ગુરુ કાંઇક કામ બતાવતા કે તરતજ સૌની પહેલો ઉઠીને તે શિષ્ય કરવા મંડી જતો હતો. અને એમ ઘણાક વરસ સુધી ગુરુની સેવા કર્યા પછી ગુરુએ પ્રસન્ન થઇ તેને સારો આશીર્વાદ આપ્યો હતો.

વિદ્યાર્થીઓ! ગુરુનો અનાદર કરવાનું ફળ મળ્યા વિના રહેતુંજ નથી! જો કે ગુરુ નઠારા શિષ્યનું પણ અન્તઃકરણથી બુરૂં ઇચ્છતા નથી; પરંતુ વિદ્યાર્થી પોતાના ગુરુ તરફ જેવી લાગણી રાખે છે તેવુંજ તેને ફળ મળે છે. માટે હંમેશાં તમારા ગુરુ તરફ સારો ભાવ રાખજો. અને તેમની સેવા કરજો. સેવા એ તો આ દુનિયાનો એક નિયમજ છે. અને તે નાનાં મોટાં સર્વ પાળે છે. દાખલા તરીકે મા બાપ છોકરાંની બાળપણમાં કેટલી માવજત રાખે છે? પોતાને કાંઇ દુઃખ-દરદ થયું હોય તે સામે ન જોતાં તે બાળકની ખરા ઉમંગથી સેવા કરે છે! તેને ખવરાવે છે, પીવરાવે છે, ઘરાણાં પહેરાવે છે, તેનાં મળ-મૂત્ર સાફ કરે છે અને તેને માટે ઉંઘ વગેરે સુખનો ભંગ

કરી રાતદિવસ તેની સેવામાં હાજર રહે છે. આવી માબાપની સેવાનો બાળકોએ મોટી ઉમ્મરે અવસ્ય બદલો આપવો જોઇએ.

ગુરુ વિદ્યાર્થી પાસે સેવા કરાવે છે પણ તે પોતે શું વિદ્યાર્થીની સેવા નથી કરતા કે? શિષ્યના હૃદયમાં વિદ્યાનો પ્રકાશ પાડવા માટે તે પોતાનું બધું મનોબળ ખર્ચે છે. માટે વિદ્યાર્થીઓનો ધર્મ છે કે તેમણે ગુરુની સેવા કરવીજ જોઇએ. ગુરુસેવાથી ઇશ્વરની પ્રસન્નતા મેળવાય છે એ એક મોટો લાભ થાય છે.

## દોહરો.

માતપિતા ને ગુરુ તણું કહ્યું કરે જે બાળ,
તેના આ જગમાં કદી થાય ન બૂરા હાલ.
ભણતાં સારૂં આવડે, વળી બધે વખણાય;
કહ્યાગરાં ઉપર સદા ઇશ્વર રાજી થાય.

---

## કૌત્સ.

ગુરુ દક્ષિણા આપવા માટે કૌત્સનું દૃષ્ટાન્ત જગજાહેર છે. એ વરતન્તુ મુનિનો શિષ્ય હતો અને ઘણાં વરસ સુધી ગુરુની સેવા કરી સઘળી વિદ્યાઓ ભણ્યો હતો. જ્યારે ગુરુએ તેને ઘેર જઇ સંસાર માંડવાની આજ્ઞા કરી ત્યારે કૌત્સે બે હાથ જોડીને કહ્યું " મહારાજ! મારી પાસે ગુરુ દક્ષિણા માગી મને કૃતાર્થ કરો. "

ગુરુએ કહ્યું ' તેં આજ સુધી મારી જે અનન્ય ભાવે સેવા કરી છે તેજ મારી ગુરૂદક્ષિણ છે ' છતાં શિષ્યે પોતાનો આગ્રહ જારી રાખ્યો ને વારંવાર કહ્યા કર્યું કે ' મહારાજ! મારી પાસે કાંઇક તો

ગુરુદક્ષિણા માગી બોલ્શો. જો હું આપને કાંઈ પણ આપ્યા વિના જાઉં તો લોકોમાં મારી હાંસી થાય અને બધા મને કૃતઘ્ન ગણે.'

ગુરુએ કહ્યું 'ભાઇ. એમાં કૃતઘ્નપણું કાંઇ નથી! તું બ્રાહ્મણ છે અને આજ સુધી તેં વિદ્યા સિવાય બીજું કાંઈ મેળવ્યું નથી; માટે તારી સેવાનેજ હું મારી ગુરુદક્ષિણા ગણું છું. તું ખુશીથી ગૃહસ્થાશ્રમ માંડ મનમાં કોઈ પણ જાતનો સંકોચ રાખીશ નહિ' ગુરુએ આ પ્રમાણે કહ્યું તો પણ શિષ્યે પોતાનો દુરાગ્રહ તજ્યો નહિ અને હઠ કરીને 'ગુરુદક્ષિણા માગો' 'ગુરુદક્ષિણા માગો' એમજ કહ્યા કર્યું. આથી ગુરુને તેનો અભિમાની સ્વભાવ જોઇ ક્રોધ ચડ્યો અને તેમણે કહ્યું કે 'જો તારે ગુરુદક્ષિણા આપવીજ હોય તો તું મારી પાસે ચૌદ વિદ્યાઓ ભણ્યો છે; માટે ચૌદ કોટી (કરોડ) રત્ન લાવી આપ.'

કૌત્સ ગુરુને નમસ્કાર કરી ચાલ્યો. પણ કયાં જવું અને કોની પાસે માગવું એ તેને સૂઝયું નહિ. વિચાર કરતાં આખરે રઘુરાજા પાસે જવાનું તેણે નક્કી કર્યું, અને તે થોડા વખતમાં અયોધ્યામાં આવ્યો. અયોધ્યામાં તે વખતે રઘુરાજા (રામચંદ્રજીના પિતાના દાદા-બાપના બાપ) રાજ્ય કરતા હતા. તે મહા ચક્રવર્તિ રાજા હતા અને તેમણે સમગ્ર પૃથ્વીના રાજાઓને તાબે કર્યા હતા. અસલના રાજાઓ બ્રાહ્મણનું સારી રીતે સન્માન કરવામાં પોતાનો ધર્મ માનતા હતા. કૌત્સને આવતો જોઇ રાજાએ તેને સારી રીતે આવકાર આપ્યો. અને તેના પગ ધોવા માટે એક માટીના વાસણમાં પાણી આણ્યું, કૌત્સ એ માટીનું વાસણ જોઇનેજ નિરાશ થઇ ગયો! પણ તેણે એકદમ તે ભાવ પ્રકટ કર્યો નહિ. રાજાએ તેનું યથાવિધિ પૂજન કર્યા પછી કુશળ સમાચાર પૂછવા માંડયા. "બ્રહ્મદેવ! તમારા ગુરુ

કુશળ છે? વનમાં તેમને કોઇ જાતની હરકત તો નથીને? આપનું અહીં શા હેતુ માટે પધારવું થયું છે?"

કૌત્સે તે પ્રશ્નોના જવાબમાં કહ્યું કે "જ્યાં પ્રતાપી રઘુરાજાની આણ વર્તતી હોય ત્યાં પ્રજાને દુ:ખ ક્યાંથી હોય? જેમ સૂર્યનાં પ્રકાશ આગળ અંધકાર ટકી શકતો નથી તેમ આપના રાજ્યમાં કોઇપણ જાતનું કોઇને દુ:ખ નથી. મને ખેદ માત્ર એટલોજ થાય છે કે હું આપની પાસે સમય વીતી ગયા પછી ધનની આશા કરીને આવ્યો છું. સર્વ દ્રવ્યનું દાન કરીને આપ શરીર માત્રથી રાજા રહ્યા છો; એટલે ગુરુદક્ષિણા માટે મારે જે દ્રવ્ય જોઇએ છે તે હું બીજા પાસેથી યાચી લઇશ. આપનું કલ્યાણ થાઓ."

રઘુરાજાએ તે વખતે વિશ્વજીત્ નામનો યજ્ઞ કરી સઘળું દ્રવ્ય દાનમાં આપી દીધું હતું; છતાં પોતાની પાસેથી ભિક્ષુક પાછો જાય એ ઠીક ન લાગવાથી તેણે કૌત્સને રોકી રાખીને કહ્યું 'મહારાજ! આપ થોડો વખત અહીં રહો. હું આપના ગુરુ માટે દ્રવ્ય લાવી આપીશ.'

પછી દૈવ યોગે રાતમાં રાજાનો ખજાનો દ્રવ્યથી ભરાઇ ગયો. રઘુએ તે દ્રવ્ય કૌત્સને આપવા માંડયું. પણ તેણે ગુરુને આપવાના દ્રવ્ય કરતાં વધારે લેવાની સાફ ના પાડી અને રાજાએ બ્રાહ્મણ નિમિત્તે આવેલું સઘળું દ્રવ્ય તેને આપી દેવાની હઠ પકડી. આમ દાન આપનાર અને લેનાર વચ્ચે રસ ભરેલો વાદવિવાદ થયો. આખરે તે બધું દ્રવ્ય ગાડાંઓમાં ભરી રાજાએ વરતંતુ મુનિને ત્યાં પહોંચડાવ્યું, કૌત્સ રાજાને 'સારો પુત્ર લાભ થાઓ' એવો આશીર્વાદ દઇ ગુરુ પાસે ગયો ત્યાં ગુરુએ તેની ભક્તિ, શ્રદ્ધા, સાહસ અને નિસ્પૃહીપણું વગેરે ગુણો જોઇ તેને પણ સારો આશીર્વાદ આપ્યો.

વિદ્યાર્થીઓ ! તમારા ગુરુ માટે તમે આવું સાહસ તો નહિ કરી શકો પણ ગુરુ તરફ પૂજ્યભાવ રાખી વર્તશો તોપણ ઘણું છે. એક વિદ્યાર્થીના પિતાએ એક વખત તેના માસ્તરને ઘેર કાંઇક ખાવાની જણસ આપવા મોકલ્યો. પણ તે શિષ્યે તે માસ્તરને ઘેર ન પહોંચાડતાં રસ્તામાંજ તે જણસ પોતાના પેટમાં પધરાવી ! અને પાછળથી જ્યારે તેના પિતાએ પૂછ્યું ત્યારે તેને મોઢે ખોટું કહ્યું. ઘણે દિવસે જ્યારે તે વિદ્યાર્થીના વર્ગનો એક છોકરો કે જે તે મીઠાઇ ખાવામાં સામેલ હતો તેની પાસેથી તે વાત માસ્તરને કાને આવી ત્યારે માસ્તરને તે ખાઉકણ વિદ્યાર્થી ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો. કહો આવા વિદ્યાર્થીઓ તરફથી ગુરુદક્ષિણાની શું આશા રખાય ? માટે જેમને ભવિષ્યમાં સુખ મેળવવું હોય તેમણે પોતાના ગુરુની ભક્તિ કરવામાં લેશ પણ કચાશ રાખવી નહિ. જે જે મહાપુરુષો થઇ ગયા છે તે દરેક પોતાના ગુરુની કૃપાને લીધેજ થઈ ગયા છે. જ્ઞાનદેવ નામના એક મહાપુરુષે તો પોતાનું નામ પોતાના ગુરુના દાસ તરીકે એટલે 'નિવૃત્તિદાસ' કહ્યું છે અર્થાત્ તે નિવૃત્તિનાથ નામના એક પંડિતના શિષ્ય હતા અને તેમના તરફ તે ઘણો પૂજ્યભાવ રાખતા હતા. તેઓ લખે છે કે "ગુરુ જ્ઞાનનું મૂળ છે માટે તેમના ચરણારવિંદ સમીપ નમન કર્યાથી તથા તેમના પ્રત્યે પૂજ્યભાવ રાખ્યાથી આપણું જ્ઞાન વૃદ્ધિ પામે છે. દરેક જણે પોતાના ગુરુ પ્રત્યે પૂજ્ય બુદ્ધિ રાખવી જોઇએ. હું મારા નિવૃત્તિ ગુરુની કૃપાથીજ સારું—નરસું ઓળખતાં શીખ્યો છું." એ જ્ઞાનેશ્વરે ગીતા ઉપર જ્ઞાનેશ્વરી નામની ટીકા લખેલી છે. અને પોતે જેવો પોતાના ગુરુ તરફ ભાવ રાખતા તેવોજ તેમના પોતાના તરફ તુકારામ અને મોરો પંત આદિ તેમના

તેમના શિષ્યો પણ ભાવ રાખતા. ગુરુભક્તિનો એ એક પ્રભાવ છે. જો તમે તમારા ગુરુ તરફ ભાવ રાખશો તો તમારા શિષ્યો પણ તમારી તરફ ભાવ રાખશે. તમે તમારા ગુરુ તરફ માનની નજરે જોતા હશો તો તમારા કુટુંબનાં માણસો પણ તમારા ગુરુ તરફ માનની દૃષ્ટિએ જોશે. તમારો ખાસ ધર્મ છે કે તમારા ગુરુનું તમારા સ્વજનમાં માન વધારવું જોઇએ. રામ અને લક્ષ્મણ જ્યારે વનમાં જવા નીકળ્યા ત્યારે તેમણે પોતાના પિતાને પોતાના ગુરુ વિશ્વામિત્રની ભલામણ કરતાં કહ્યું હતું કે "આ મારા પવિત્ર ગુરુજીને પ્રસન્ન રાખવાની અને તેમને જે કંઈ જરૂર પડે તે આપવાની કૃપા કરજો." પછી તેમણે ગુરુને દંડવત્ કરી વનનો માર્ગ લીધો હતો. તેઓ સારી રીતે સમજતા હતા કે ગુરુ છે તેજ પ્રભુ છે. ગુરુની પ્રસન્નતાથી પ્રભુ પણ પ્રસન્ન થાય છે. વિદ્યાર્થીઓ ! તમે પણ આટલું યાદ રાખજો કે:—

**(સુંદર શામળીઆ—એ રાગ.)**

ગુરુ છે ગુણકારી.

ભક્તિ કરજો ભાવે, દૃઢ હિમ્મત ધારી.

સદા શિષ્યનું હિત કરનારા, સ્નેહ અતિ શિષ્યપર ધરનારા,
અંતરનો મળ સૌ હરનારા, જ્ઞાનદાનથી દિલ ભરનારા,
કાપે કષ્ટ તમારાં.................ગુરુ છે ગુણકારી.
અગણિત ગુણ-ભૂષણ ધરનારા, ગુણિયલ ગુરુ ગણજો સૌ સારા.
પાપ પંથથી દૂર કરનારા, ભવસાગર તારી તરનારા,
સંકટના હરનારા.................ગુરુ છે ગુણકારી.

છે ગુરુભક્તિ કામણગારી, શુભ સુખ-સંપતને દેનારી,
ઇશ્વરને પણ વશ કરનારી, કંઇક તર્યાં એથી નરનારી,
મોક્ષ તણી એ બારી..............ગુરુ છે ગુણકારી.

---

## કચ.

દેવતાઓના ગુરુનું નામ બૃહસ્પતિ છે અને દૈત્યોના ગુરુનું નામ શુક્રાચાર્ય છે. અસલના વખતમાં દેવતાઓને અને દૈત્યોને પરસ્પર વેર ચાલતું હતું. એક બીજા માંહોમાંહે વારંવાર લડતા હતા. દેવતાઓ પોતાના પરાક્રમથી દૈત્યોને મારી નાંખતા પણ દૈત્યોના ગુરુ શુક્રાચાર્ય પાસે મૃતસંજિવિની એટલે મરેલાંને જીવતાં કરવાની વિદ્યા હોવાથી તેઓ પોતાના શિષ્યોને જીવતા કરી પાછા લડવા મોકલતા. આમ ઘણાંક વરસ ચાલ્યા પછી દેવતાઓ કંટાળી ગયા અને હર કોઇ ઉપાયે તેમણે મૃતસંજિવિની વિદ્યા હાથ કરવાનો વિચાર કર્યો.

બૃહસ્પતિના પુત્રનું નામ કચ હતું, તે આ વિદ્યા ભણવા જવા માટે તૈયાર થયો. શુક્રાચાર્ય પાસેથી વિદ્યા લેવી એ સિંહના મોઢામાંથી શિકાર પડાવવા જેવું હતું; છતાં કચ હિંમત બીડી દૈત્યોના ગુરુ પાસે ગયો; અને ત્યાં જઇ ગુરૂની ખરા ભાવથી સેવા કરવા લાગ્યો.

શુક્રાચાર્યને એક દેવયાની નામની પુત્રી હતી. તે પુત્રીને કચ ઉપર બહુ સ્નેહ ઉત્પન્ન થયો હતો. કચની સેવા અર્થે થતી મહેનત જોઇ તે કન્યાને વારંવાર દયા આવતી. કચ ગુરુની આજ્ઞા પ્રમાણે હંમેશ વર્તતો. એક દિવસ ગુરુએ તેને પૂછ્યું "અલ્યા વિદ્યાર્થી ! તારે શું ભણવાની ઇચ્છા છે ?"

કચે નમ્રતાથી બે હાથ જોડી કહ્યું "મહારાજ! મારે બીજું કાંઈ નથી શીખવું; માત્ર એક મૃતસંજિવીની વિદ્યાજ શીખવી છે. જો આપ મારી ઉપર પ્રસન્ન થયા હોતો તે શીખવાડો."

ગુરુએ ક્રોધાયમાન થઇ કહ્યું "તે વિદ્યા હું તને શીખવી શકીશ નહિ! તારે રહેવું હોય તો રહે, નહિ તો અહીંથી ચાલ્યો જા, મારી સેવા કરનાર બીજા ઘણાએ શિષ્યો છે." કચ ગુરુના એ જવાબથી હિંમત હાર્યો નહિ. પાછો હંમેશની માફકજ તે ગુરુની ભક્તિ કરવા લાગ્યો. અને દુઃખ સુખની પરવા ન રાખતાં તે પોતાના શિષ્યધર્મને વળગી રહ્યો.

એક દિવસ કચ ગુરુને માટે દર્ભ-દાભડો લેવા વનમાં ગયો હતો; ત્યાં કેટલાક દૈત્યોએ તેને ઓળખ્યો અને પછી બધાએ એકઠા મળી તે બિચારાને મારી નાંખ્યો! વિદ્યા મેળવવા માટે ગુરુની સેવા કરતાં નિરપરાધી કચે પ્રાણ ખોયા.!!

રાત પડી પણ કચ ઘેર આવ્યો નહિ. શુક્રાચાર્યને એટલુંજ જોઇતું હતું. તેમણે ધાર્યું કે અહીં કોઇ જાતનો લાભ નહિ મળે એમ ધારી તે નિરાશ થઇને નાશી ગયો હશે. પણ દેવયાની તેમ માને તેવી નહોતી. તેણે ખરી તપાસ કરી કચને પાછો બોલાવવાની પોતાના પિતા પાસે હઠ કરી. પુત્રીની હઠથી પિતાએ લાચાર થઇ અન્તર્ધ્યાન કરી જોયું તો કચનું મુડદું વગડામાં એક ઝાડ નીચે પડેલું જણાયું! તેમણે તે હકીકત પોતાની પુત્રીને કહી; ત્યારે પુત્રીએ ક્રોધ કરી જવાબ દીધો કે "પિતાજી! તમારી મૃતસંજિવિની વિદ્યા શું કામની છે? દૈત્યોને જીવતા કરો છો તો કચને પણ જીવતો કરો. અરેરે, તમને આ બિચારા વિદ્યાર્થીની દયા નથી આવતી? તમે આ ક્રૂર દૈત્યો-રાક્ષસોની સાથે રહીને નિર્દય થઈ ગયા છો! કેવો તે

કાળો છોકરો છે! તેની ગુરુભકિત તો જુઓ? પિતાજી! જો કચ જીવતો નહિ થાય તો નક્કી માનજો કે હું આપઘાત કરીને મરીશ!"

શુક્રાચાર્યને હવે કચને જીવતો કર્યા વિના ચાલે તેમ નહોતું. તેમણે તરતજ પોતાની વિદ્યાનો ઉપયોગ કર્યો અને પળવારમાં કચ ત્યાં આવી હાજર થયો!

આ પ્રમાણે કચને વારંવાર દૈત્યો તરફથી અનેક અડચણો થતી. પણ તે ગુરુભક્તિથી ડગતો નહિ. ગુરુની સેવા કરી તેમને પ્રસન્ન કરવા અને વિદ્યા મેળવવી એજ તેની ખરી ઇચ્છા હતી. તેનો નિશ્ચય હતો કે સેવા કરવાથી કોઇક દિવસ ગુરૂ પ્રસન્ન થશેજ. અને થયું પણ તેમજ. ઘણાં વરસ સુધી એ પ્રમાણે કઠીન સેવા કરી ત્યારે ગુરુએ પ્રસન્ન થઇ તેને વિદ્યા આપી.

બાળકો! અત્યારે વિદ્યા શીખવા માટે આવી રીતે કોઇને ગુરુની સેવા કરવી પડે છે? અસલના વખતમાં વિદ્યા એ બહુ મોંઘી ચીજ ગણાતી હતી. પૈસા ખરચવાથી તો તે મળી શકતીજ નહોતી! જેઓ કષ્ટ વેઠી ગુરુની સેવા–ભકિત કરતા તેમનેજ તે મળતી. અને એ તો ખરૂંજ છે કે મહેનત વિના કાંઈ પણ લાભ મળતો નથી. કુવો ખોદવાની મહેનત કરીએ તો અંદરથી મીઠું પાણી મેળવી શકીએ છીએ. તેવીજ રીતે જેઓ વિદ્યા મેળવતાં દુઃખો સહન કરે છે. તેમનેજ સારી વિદ્યા મળે છે. એક ઠેકાણે લખ્યું છે કે "*સુખની જેમને ઇચ્છા હોય તેમને વિદ્યા મળતી નથી અને જેમને વિદ્યાની

---

* **सुखार्थिनः कुतो विद्या नास्ति विद्यार्थिनः सुखम् ।**
**सुखार्थी वा त्यजेद्विद्यां विद्यार्थी वा त्यजेत्सुखम् ॥**

મહાભારત. ઉદ્યોગપર્વ.

ઇચ્છા હોય તેમને સુખ મળતું નથી" માટે વિદ્યાર્થીઓએ સુખની ઇચ્છા રાખવી નહિ. ખરી રીતે જોઇએ તો વિદ્યા વિનાનું સુખ હોયજ શાનું? વિદ્યા એજ સુખની ખાણ છે. અત્યારે વિદ્યાર્થી અવસ્થામાં તમને ભણવાની અને ભણેલું યાદરાખવાની મહેનત કરવી પડશે પણ જો તમારા ગુરુ ઉપર કપટ વિનાનો શુદ્ધ ભકિતભાવ રાખી અભ્યાસ કરશો તો આગળ ઘણો લાભ થશે.

(તોટક).

ગુરુનું સહુ બોલ કહ્યું કરજો,
ગુરુની શિખ સૌ હૃદયે ધરજો;
ઉપકાર નહિ ગુરુના ભૂલશો,
ગુરુભકિત વડે સુખમાં ઝુલશો
ગુરુભકિત કરી સુખી કેંક થયા,
ઇતિહાસ વિષે સહુ દીપી રહ્યા!
અતિલાભ વસે ગુરુભકિત વિષે,
સમજે શિશુ તે સુખ મેળવશે.
ગુરુનું ન કહ્યું કરનાર અરે!
દુ:ખી થાય સદા જગમાંહિ ખરે!
હઠીલાં થઈ જે ન કહ્યું કરશે;
નકી તે સહુ પાપી જગે ઠરશે.
શિશુ! નમ્ર થઇ શિખ કાન ધરો,
અભિમાન તજી ગુરુ ભકિત કરો.
ગુરુનીજ દયા ફળદાયી થશે;
ગુરુભકિત વિના બીજું વ્યર્થ જશે!

જપ-ધ્યાન કરો કદી સિદ્ધ થઇ;
ગુરુભકિત વિના કંઈ લાભ નહિ !
સમજી ગુરુભકિત સદા કરશો,
ભવસાગર તેથી તમે તરશો.

---

## ગુરુ દ્રોહી નવાબ.

જે વખતે બંગાળાના ઉપસાગર અને મહા નદી ઉપરનાં શહેરો પોર્ટુગીઝ અને બીજી પ્રજાથી ભરેલાં હતાં અને જે વખતે અંગ્રેજોને ફ્રેંચો વ્યાપાર કરવા માટે ને શહેરોમાં પોતાના પાય દ્રઢ કરતા હતા. તે વખતે બંગાળામાં નવાબ અલિવર્દીખાનનો પૌત્ર સિરાજ ઉદ્દૌલા રાજ્ય ચલાવતો હતો. દેશની ભયાનક સ્થિતિ લક્ષ્યમાં લેતાં તે સમયે ન્યાયી, બુદ્ધિશાળી અને વિવેકી રાજ્યકર્તાની જરૂર હતી, પણ દુર્ભાગ્યે તે જગ્યાએ અન્યાયી, મૂર્ખ અને સ્વચ્છંદી નવાબ રાજ્યાસન ઉપર બેઠો હતો. જે જગ્યાએ ઉદાર, ગંભીર અને મહાન્ સિંહરાજની જરૂર હતી તે જગ્યાએ એક ક્રૂર. સંકુચિત અન્તઃકરણનો અને નીચ સ્વભાવનો નવાબ તખ્તનશીન થયો હતો.

અલિવર્દીખાને બીજાઓને દૂર કરી ફક્ત સિરાજનેજ પાસે રાખ્યો હતો. અને પોતાની પાછળ તેનેજ ગાદી ઉપર બેસાડવાની વ્યવસ્થા કરી હતી; તેમ છતાં સિરાજ ગાદી મેળવવા માટે બહુ અધીરો થઇ ગયો હતો. તેની ઇચ્છા એટલી બધી વધી પડી હતી કે આખરે તેણે બંડ કર્યું, પણ અલિવર્દીખાને તે બંડ શમાવ્યું; અને પોતાના પૌત્રનો અવગુણ ન લેતાં ઉલટાં તેના શૌર્યનાં વખાણ કર્યાં ! વૃદ્ધ નવાબનો પ્રેમ અંધ અને વિચાર શૂન્ય ન હોત તો

બંગદેશના ઇતિહાસમાં આજ કાંઇક જુદું જ જડી આવત; પણ ભારત ભૂમિના કમભાગ્યે અલિવર્દીનખાનના હાથથી અંડખોરને કડક શિક્ષા મળી શકી નહિ !

કેટલાક સમય પછી અલિવર્દીખાન મરણ પામ્યો. નવાબી રીત પ્રમાણે ૪૦ દિવસ શોક પાળવામાં આવ્યો. નોબત—નગારાં બંધ થયાં. શહેરમાં લગ્નકાર્યો અને આનંદોત્સવો અટકી પડયા.

શોકનો સમય પુરો થયા પછી નવાબ અલિવર્દીખાનના પૌત્ર સિરાજના રાજ્યારોહણનો દિવસ મુકરર કરવામાં આવ્યો. ચંદનકાષ્ટનો એક વીસ્તીર્ણ મંડપ ઉભો કરી, તેમાં મૂલ્યવાન્ વસ્ત્રો વાપરવામાં આવ્યાં.

સિંહાસનારોહણને દિવસે પ્રાતઃકાળથી નર–નારીનો સમૂહ તે રાજ્યાભિષેક સમારંભ જોવા સારૂ તે મંડપ આગળ એકઠો થયો હતો. અનેક અમીર–ઉમરાવો આવી આવીને એકઠા થતા હતા. અનેક પ્રકારના વાજીંત્રો વાગતાં હતાં અને અનેક હથિયારબંધ સિપાઇઓ સજ્જ થઇને નિયમસર ઉભા હતા. સિરાજઉદ્દૌલ્લા રાજભુવનમાંથી મોટા ઠાઠથી નીકળી મંડપ તરફ આવવા લાગ્યો. તેની તે ચાલવાની ઢબ, ભરાઉ મોઢું, અને જાસ્વંતીનાં ફૂલ જેવાં રક્ત વર્ણી નેત્રો ઉપરથી તેનો ક્રૂર સ્વભાવ જણાઇ આવતો હતો. ધીમે ધીમે તે મંડપ પાસે આવી પહોંચ્યો. સૈનિકોએ પોતાના શસ્ત્રો નમાવી તેને માન આપ્યું. તોપોની સલામી શરૂ થઇ. અને આ ગંભીર દેખાવથી મોહપામી ગરીબ ને ભોળી પ્રજાએ જયઘોષ કર્યો–'નવાબનો વિજય થાઓ !'

નવાબ સિંહાસનારૂઢ થયા પછી ગાદીની ચાલતી આવતી રીત પ્રમાણે ધાર્મિક રીતે રાજ્યાભિષેક કરવામાં આવ્યો. પછી દરેક સરદારની સિંહાસન આગળ જઇને નમન ક્રિયા કરવાની શરૂઆત થઇ અને થોડા વખત પછી રાજ્ય પ્રાપ્તિનો બધો વિધિ પરિપૂર્ણ થયો. રાજ્ય મેળવવાની સિરાજની બહુ દિવસની ઇચ્છા પૂરી થઇ.

અગર જો કે સર્વ ક્રિયા પૂરી થઈ રહી હતી, છતાં દરબારમાં શાંતિ થઈ નહોતી. પાપી નવાબના દુષ્ટ સંસર્ગથી નરકસ્થાનરૂપ થએલા દરબારમાં એક વિધિની હજુ આવસ્યકતા હતી. દરબારમાં એક કરૂણાજનક વાત બની! અમીર–ઉમરાવોની નમનક્રિયા થઈ રહ્યા પછી દુષ્ટ નવાબ ધર્મગુરુને ઉદ્દેશીને બોલ્યો–' હવે હું નવાબ થયો છું ને? મારા હાથમાં રાજ્યસત્તા પૂર્ણ રીતે આવી છે ને?'

' હા, આજથી આપ મહાપ્રતાપી અલિવર્દીખાનના પુણ્ય–પવિત્ર સિંહાસન ઉપર વિરાજમાન થયા છો. આજથી બંગાળાની પ્રજા આપના પૂર્વજો તરફ જે દ્રષ્ટિએ જોતી હતી તેજ દ્રષ્ટિએ આપની તરફ જોશે.'

'ત્યારે હું જે આજ્ઞા કરૂં તેનું પાલન થવું જ જોઇએ,' બાદશાહે કહ્યું.

'અલબત! વજીરે ઉત્તર આપ્યો. 'આપની પ્રત્યેક આજ્ઞાનું પાલન થશે.'

'તો અત્યારે મારા શિક્ષક–ગુરુ કુલીખાંને બોલાવો.'

દરેકને એમ લાગ્યું કે પોતાના શિક્ષકને પારિતોષિક–ઇનામ આપવાની નવાબની ઇચ્છા હશે. પોતાને સારી વિદ્યા આપ્યા બદલ આભાર પ્રદર્શિત કરવા માટે પોતાના ગુરુને નવાબ બોલાવતો હશે. તેથી તેમાંનો એક જણ કુલીખાંને તેડી લાવ્યો. ગરીબ કુલીખાં આશા–ઉત્સુકતાથી દરબારમાં હાજર થયો. નવાબ પોતાની ગુરુભક્તિ કેવી રીતે પ્રકટ કરે છે; તે તરફ સર્વની એક સરખી નજર હતી; પરંતુ નવાબના એકજ શબ્દથી દરબારમાંનાં સર્વ માણસો આશ્ચર્ય

ચકિત થયાં. મૃદુ અને નમ્ર સ્વરથી બોલવાને બદલે તે નીચ, અધીર અને કઠોર વાણીએ બોલ્યો::—

'હરામખોર ! આજ હું સિંહાસન ઉપર બેસવાનો હતો એ તને ખબર નહોતી ?'

આવો પ્રશ્ન તેણે કયા કારણથી પૂછ્યો તે કોઈ સમજી શક્યું નહિ, પણ કુલીખાં તો તરત સમજી ગયો. નવાબના મોઢામાંથી એ શબ્દો નીકળતાની સાથેજ તેણે રાજસન્માનની આશા છોડી. પોતાને વિદ્યાદાન દેનાર ગુરુ ઉપર સિરાજ આટલો ગુસ્સે થયો એ વાત વિદ્યાર્થીઓને આશ્ચર્યમાં નાંખશે. પણ એ દુષ્ટના તમામ દુષ્ટ કૃત્યો જાણ્યા પછી એવું આશ્ચર્ય વધારે વખત ટકશે નહિ. સિરાજના દાદાએ તેને બાળપણામાં કુલીખાં પાસે વિદ્યાભ્યાસ કરવા મૂક્યો હતો, તે વખતે સિરાજના આળસુપણાને લીધે કુલીખાં તેની સાથે કડક રીતે વર્તતો હતો. અને કોઈક વખત મહેતાજી જેમ છોકરાઓને શિક્ષા કરે છે તેમ કુલીખાં સોટીના ચમત્કાર પણ બતાવતો હતો. ગુરુ પોતાને શિક્ષા કરે છે માટે રાજ્યાભિષેક થયા પછી તેનો વ્યાજ સહિત બદલો લેવો, એમ ખૂની સ્વભાવના દુષ્ટ સિરાજે મનમાં નિશ્ચય કર્યો હતો. બાળ પણામાં પરવશતાને લીધે તે કાંઇ કરી શકયો નહિ. પણ અત્યારે સમય મળતાં સોટીના વ્યાજમાં તરવારનો ઘા કરવાનો તેણે ઠરાવ કર્યો હતો. તે કુલીખાંને આજ ગુરુ માનતો નહોતો; ઉલટો મહાન્ શત્રુ લેખતો હતો !

ભયકંપિત સ્થિતિમાં ઉભા રહેલા કુલીખાંને તે મૂર્ખ, વિવેકશૂન્ય નવાબે કહ્યું:—'સૈતાન ! બોલતો કેમ નથી ? તે વખતનું તારૂં બળ આજ કયાં ગયું ? તે વખતની સોટી તું અત્યારે કેમ

અજમાવી જોતો નથી ? નાપાક ! નિર્દય ! તારાં તે વખતના દુષ્ટકૃત્યોનો હું આજ બદલો લેવાનો છું. મને વાગેલી સોટીઓનું વેર હું આજ તરવારથી વાળવાનો છું ! જલ્લાદ ! આગળ આવ' એમ કહી તેણે જલ્લાદને બોલાવ્યો.

તત્કાળ જલ્લાદ સિંહાસન આગળ આવ્યો. નવાબે હુકમ ફરમાવ્યો.—'બસ ! અત્યારે ને અત્યારેજ આ કમબખ્ત માણસની કતલ કર ! તેનું માથું ધડથી જુદું કર !' બિચારા કુલીખાંની આંખોએ અંધારાં આવી ગયાં. તેનો શ્વાસ રૂંધાવા લાગ્યો. ગાત્રો શિથિલ થયાં. શરીર પરસેવાથી ભીંજાઈ ગયું. આ દુષ્ટ રાજા પોતાનો જીવ લેશેજ એમ તેને નક્કી સમજાયું. અને એ વિચાર મનમાં આવતાંજ તે ધ્રુજવા લાગ્યો. તેની પાસે મૃત્યુનો દૂત–યમરાજ મૂર્તિમંત પ્રત્યક્ષ ઉભો હોય એમ તેને જણાવા લાગ્યું. અત્યંત દુઃખથી તેનું હૈયું ભરાઈ આવ્યું. મહાકષ્ટથી 'અલ્લા' એ નામનો તેણે ઉચ્ચાર કર્યો ;

'અલ્લા' શબ્દ કાને પડતાંજ તે દુષ્ટ સિરાજ ગર્જના કરી બોલ્યો:–'કયાં છે ? કયાં છે, તારો બચાવ કરનાર અલ્લા ! અહીંનો અલ્લા હું જ છું. છોકરાઓને સોટીઓ મારતી વખતે તેમના હાથ, પગ શું તમે મૌલવી લોકો લાકડાના સમજો છો ? ચાલ મરવા માટે તૈયાર થા. જલ્લાદ ! ઉડાવ આની ગર્દન. આજ હું મારો બદલો પૂરેપૂરો લઈશ !'

આ વખતે દરબારમાં બેઠેલા મિરજાફર, રાજા રાયવલ્લભ વગેરે વૃદ્ધ અનુભવી માણસોએ નમ્રભાવથી નવાબનું અયોગ્ય વર્તન તેને દેખાડવાનો પ્રયત્ન કર્યો; પણ તે દુષ્ટ હઠીલા નવાબે માન્યું

નહિ. તેણે તેઓને પણ ક્રોધ ભરેલા શબ્દોમાં કહ્યું કે:—'જો વધારે ગડબડ કરશો તો આ બદમાસ મનુષ્યના જેવી તમારી પણ દશા કરવામાં આવશે!' આ સાંભળીને પ્રાણ જવાના ભયથી કોઇ કાંઈ વધારે બોલી શક્યું નહિ ગરીબ બિચારો શિક્ષક બચે તો સારૂં એ વિચારથી દરબારમાંનાં અમલદારો અરજ કરતા હતા, અને જલ્લાદ તે વખતે પોતે પણ બે હાથ જોડી તે અરજને પુષ્ટી આપતો હોય તેમ દીનવદન કરીને ઉભો હતો. સિરાજ તેનો હેતુ સમજ્યા સિવાય રહ્યો નહિ. તે જલ્લાદને કર્કશ સ્વરે કહેવા લાગ્યો:–'મારો હુકમ જો તું નહિ માને તો હું મારા પોતાના હાથથી તારૂં અને આ ક્રૂર કુલીખાંનું બન્નેનાં માથાં ધડથી જૂદાં કરીશ.'

આગળ બીજો કોઈ ઇલાજ નહિ હોવાથી, જલ્લાદ કુલીખાંનો હાથ પકડી તેને બહાર લઇ જવા લાગ્યો; પરંતુ નવાબ તેને તેમ કરતો અટકાવીને બોલ્યો:–'નહિ તેને બહાર લઇ જવાનું કારણ નથી. અહીં મારી સામેજ તેની કતલ થવી જોઇએ.'

દુઃખ, સંતાપ, શોક અને તિરસ્કાર વગેરે મનોવિકાર સર્વ દરબારી લોકો પોતાનાં માથાં ઉંચાં કરી શકયા નહિ. જેઓ કુલીખાંના મિત્રો હતા તેમને અપાર દુઃખ થવા લાગ્યું. ઘણા જણની આંખોમાંથી આસુઓ નીકળવા લાગ્યાં. કોઈ કાંઈ બોલી શકયું નહિ. આવી રીતના તે શોકસાગરમાં ડૂબી ગએલા દરબારમાં જલ્લાદની તરવારના એકજ ઝટકાથી તે બિચારો નિરપરાધી ગુરૂ માર્યો ગયો! અનિચળ નેત્રોથી તે પોતાની તરફ જોઈ રહેલા કુલીખાંના કપાએલા મસ્તક તરફ એ દુષ્ટ, ક્રૂર અને દુરાચારી સિરાજ વિકટ હાસ્ય કરી જોવા લાગ્યો. પ્રભુ! પ્રભુ! આવો દુષ્ટ હૃદયનો શયતાન—રાક્ષસ નજ બાલકના નામને લાયક શી રીતે થઈ શકે?

સઘળો દરબાર આ વખતે સ્તંભિત થયો હતો. નવાબને એ દુષ્કર્મના સંબંધમાં કોઈ એક અક્ષર પણ કહેવાને સમર્થ નહોતું. પ્રત્યેકના મનમાં એકજ મનોવિકાર જાગૃત હતો અને તે બીજો કાંઈ નહિ, પણ માત્ર સિરાજ ઉપર તિરસ્કાર!

જે વખતે દુષ્ટ નવાબના પ્રચંડ અવાજે દરબાર બરખાસ્ત કરવાનો હુકમ કર્યો, તે વખતે સર્વ માણસો તત્કાળ તે સ્થળને વધસ્થાન ગણી છોડીને ચાલ્યાં ગયાં! સિરાજે પોતાની કારકિર્દીના પહેલંજ દિવસે—રાજ્યાભિષેકને દિવસે પ્રજા અને અમલદાર પાસેથી ધિક્કાર, ભય અને અસંતોષ મેળવવાનું શરૂ કર્યું.

કુલીખાંના વધ પછી તેનું શીર અને ધડ એક કપડામાં બાંધી હાથી ઉપર ચડાવવામાં આવ્યાં, અને હાથીને કબરસ્થાનમાં લઈ જવામાં આવ્યો. એમ કહેવાય છે કે જે વખતે હાથી મુર્શિદાબાદની બજારમાંથી જતો હતો, તે વખતે અચાનક તે એક જગાએ ઉભો રહ્યો હતો. હાથીનો મ્હાવત કારણ જાણવા માટે નીચે જોવા લાગ્યો, તો ધડ—શીર બાંધેલા કપડામાંથી લોહીની ધારા જમીનપર્યંત વહેતી હતી. અને હાથી પોતાની સુંઢથી તે જમીન ઉપર પડેલું રૂધિર સુંઘતો હતો. છેવટે અંકુશના સખ્ત પ્રહારથી તે ત્યાંથી ચાલ્યો અને કબરસ્થાનમાં જઈ પહોંચ્યો. ત્યાં વિધિ પ્રમાણે કુલીખાંની દફન ક્રિયા કરવામાં આવી.

*　　*　　*　　*　　*

પ્રારબ્ધમાં લખેલું કયારેય પણ મિથ્યા થતું નથી! જે પ્રમાણે માણસની કરણી હોય છે તે પ્રમાણે તેને ફળ મળ્યા સિવાય રહેતું નથી. આ સિદ્ધાંતનું પ્રત્યક્ષ ઉદાહરણ સિરાજઉદ્દૌલાના સંબંધમાં પાછળથી તરતજ ઘડાયું. ગુરુઘાતક રાક્ષસના કંગાલ—પાપી દેહનો

અંત મિરજાફરના પુત્ર મિરનના હાથથી થયો એ ઇતિહાસ જાણનારાઓથી અજાણ્યું નથી !

સિરાજના શિરચ્છેદ પછી તેજ હાથી તેનો મૃત દેહ કબરસ્થાનમાં પહોંચાડવાના કામમાં ઉપયોગમાં લેવામાં આવ્યો હતો. તે વખતે એમ કહેવામાં આવતું હતું કે તે હાથી બરોબર તેજ જગ્યાએ ઉભો રહ્યો હતો. કુલીખાંના પ્રેતને લઈ જનારો મ્હાવત એ વખતે પણ હતો. તે આશ્ચર્યચકિત થઈ નીચે જોવા લાગ્યો તો સિરાજ ઉદ્દોલાના દેહમાંથી રક્તનું એક બિન્દુ તેજ જગ્યાએ ટપકતું હતું અને હાથી તે સુંઘતો હતો !

નિરપરાધી કુલીખાંની હત્યાનો બદલો ઇશ્વરે આવી રીતે આપવામાં બહુજ યોગ્ય કર્યું; કારણ કે જો પાપી માણસોને તેના પાપનો બદલો ન મળતો હોય તો પુણ્યનાં કાર્યો કરેજ કોણ? માણસ જેવાં બી વાવે છે તેવાંજ ફળ તેને ચાખવાં પડે છે. સિરાજે તેના ગુરુનું ખૂન કર્યું તો એ પાપના પ્રભાવથી પરીણામે તેનું પણ મીરનના હાથથી ખૂન થયું.

વિદ્યાર્થીઓ ! ગુરુનો દ્રોહ કરનાર એ પાપી નવાબના નામ ઉપર હજારો ફિટકાર વરસાવો. ઇતિહાસમાં તેનું એ કાળું કૃત્ય સદાને માટે કોતરાઈ રહ્યું છે. એવા ગુરુદ્રોહી માણસો દુનિયામાં જીવે છે ત્યાં સુધી મહા મહા વિટંબણાઓ ભોગવે છે અને મરણ પછી નરકમાં નિવાસ મેળવે છે. જે વિદ્યા જેવું અમૂલ્ય દાન આપે તેની તરફ પૂજ્ય બુદ્ધિ ન રાખતાં જેઓ તિરસ્કારની દૃષ્ટિએ જુએ છે તેઓનું મોઢું જોવામાં પણ પાપ છે. ગુરુ શિક્ષા કરે છે તે શિષ્યના

લાભ સારૂ કરે છે. ગુરુને તેમાં કાંઈ પણ સ્વાર્થ હોતો નથી; તેમ છતાં ઘણા વિદ્યાર્થીઓ પોતાનો સ્વાર્થ નહિ સમજતા હોવાથી ગુરુ શિક્ષા કરે તેથી ગુસ્સે થઈ તેમનું અપમાન કરવા તૈયાર થઈ જાય છે, પણ ગુરુનું અપમાન કરવું, ગુરુનો દ્રોહ કરવો, ગુરુનો તિરસ્કાર કરવો એ મોટામાં મોટું ભયંકર પાપ છે. સિરાજ ઉદ્દૌલ્લા એ પાપથી નિંદાયો, એ પાપથી એનું મોત થયું અને એ પાપથી એનું રાજ્ય થોડા વખતમાં પાયમાલ થઈ ગયું. માટે જેમને સુખની ઇચ્છા હોય, કીર્તિની ઇચ્છા હોય અને પુણ્યની ઇચ્છા હોય તેમણે ગુરુનો દ્રોહ કરવાનો સ્વપ્નામાં પણ વિચાર કરવો નહિ. સદા-સર્વદા ગુરુ તરફ માન અને મમતાની નજરે જોવું. પ્રત્યેક ધર્મના ધર્મગ્રન્થોમાં ગુરુ તરફ ભક્તિભાવ રાખવાનું ફરમાવેલું છે.

---

## સ્વામી વિવેકાનંદજી.

હમણાં થોડા વર્ષ ઉપર આપણા હિન્દુસ્તાનમાં સ્વામી વિવેકાનંદજી કરીને એક મહા પુરૂષ થઈ ગયા છે, તેઓ બંગાળામાં કલકત્તા પાસેના એક નાના ગામડામાં જન્મ્યા હતા, તેમનુ મૂળ નામ નરેંન્દ્રનાથ હતું; પણ પાછળથી દેશને અર્થે સંન્યાસી થઈ તેમણે પોતાનું નામ વિવેકાનંદ રાખ્યું હતું. તેમના ગુરુનું નામ રામકૃષ્ણ પરમહંસ હતું. વિવેકાનંદજીએ એ ગુરુની ઘણી સેવા કરી હતી ગુરુ વારંવાર કહેતાકે-"એનો (નરેંન્દ્રનો) સ્વભાવ કપટ વિનાનો અને પ્રેમાળ છે, અને જેનો એવો સ્વભાવ હોય તેના ઉપર ઇશ્વર પ્રસન્ન થાય છે." મતલબ કે નરેન્દ્રનાથ ઉપર તેમના ગુરુની પૂર્ણ કૃપા હતી, તેથી ઇશ્વરની પણ તેમના ઉપર કૃપા ઉતરી હતી.

ગુરુના મરણ પછી નરેન્દ્રનાથે ગુરુની ઇચ્છા ધ્યાનમાં રાખી
ારમાં ન પડતાં સંન્યાસ લીધો હતો અને ગુરુના વચન પ્રમાણે
રીકા, ઇંગલંડ વગેરે દૂરના દેશોમાં ફરી વેદાંત ધર્મનો લોકોને
શ આપ્યો હતો.

પોતાના ગુરુનું નામ રાખવા અને તેમના તરફની પોતાની દૃઢ
ક્તિ પ્રદર્શિત કરવા તેમણે 'રામકૃષ્ણ મઠો' સ્થાપ્યા છે અને
ઘણા અંગ્રેજી ભણેલા દેશસેવકો સંન્યાસી થઇ રહ્યા છે.
કાનંદજીએ પોતાના ગુરુનું જીવન ચરિત્ર પોતાને હાથે લખેલું છે
સ્થળે સ્થળે 'મારા ગુરુ' 'મારા ગુરુ' એવા પ્રેમાભિમાનના શબ્દો
ી પોતાની પૂર્ણ ગુરુભક્તિ પ્રકટ કરી છે.

બાળકો! વિવેકાનંદજી ઇ. સ. ૧૯૦૨ની સાલમાં આ
યાનો ત્યાગ કરી ગયા છે. તેમના ઉપદેશોનાં અને આપેલાં
ણોનાં પુસ્તકો હિંદની દરેક ભાષામાં પ્રગટ થયાં છે અને તે
તમાં ઘેર ઘેર વંચાય છે. વિવેકાનંદજીનું નામ આટલું બધું
દ્ધ થયું તેનું કારણ તેમની દૃઢ ગુરુભક્તિજ છે! જેમણે ગુરુના
ના વિચારો પાર પાડવા સંસારનો ત્યાગ કર્યો અને આખી
દગી દેશની સેવામાં ગાળી એ મહાપુરૂષને આપણે દરરોજ
ારવા જોઇએ. અને તેમના જીવન ચરિત્રમાંથી આપણે એટલું
સ યાદ રાખવું જોઇએ કે "જેઓ કપટ રાખ્યા વિના ગુરુની પૂર્ણ
થી સેવા-ભક્તિ કરે છે; તેમના ઉપર ગુરુની તથા ઇશ્વરની
ા વરસે છે!

## સ્વામી રામતીર્થ.

વિવેકાનંદજીની પેઠે ગુરુ ઉપર શુદ્ધ આસ્થા રાખવાથી સ્વામી રામતીર્થ પણ એક મહા પુરુષ તરીકે પ્રસિદ્ધ થઇ ગયા છે. તેમનો જન્મ પંજાબ પ્રાંન્તમાં આવેલા ગુજરાનવાલા જીલ્લાના મરાલીવાલા નામે ગામનાં થયો હતો. બાળપણમાં તેમણે પોતાના ગામની નિશાળમાં શિક્ષણ લીધું હતું; પણ પછી આગળ ત્યાં ભણવાનું સાધન નહિ હોવાથી તેઓ જીલ્લાના ગામ ગુજરાનવાલામાં ભણવા ગયા હતા. એ શહેરમાં ધનાભગત નામે એક સારા પુરુષ રહેતા હતા. એ મહાપુરુષને જોતાંજ રામતીર્થજીને તેમના તરફ પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થઇ હતી. અને તેમને તેમણે ગુરુ કરીને માન્યા હતા. ધનાભગત સ્વામીજી ઉપર બહુ સ્નેહ રાખતા અને સ્વામીજી ભગતજી ઉપર બહુ લાગણી રાખતા. એ ગુરુ-શિષ્યનો સંબંધ એવો પવિત્ર અને પ્રેમ-ભરેલો હતો કે તે માટે જેટલું લખીએ તેટલું ઓછુંજ છે!

સ્વામીજી લાહોરની કોલેજમાં ભણતા ત્યારે પોતાના ગુરુ ઉપર બે ત્રણ દિવસે એક પત્ર લખતા: એ પત્રો હાલ છપાઇને પ્રગટ થયાં છે; તેમાંના દરેક પત્રમાં 'હું તમારો દાસ છું.' 'મારી ઉપર દયા રાખ્યા કરશો.' એવાં એવાં પ્રેમ અને ભક્તિથી ભરેલાં સુંદર વાક્યો છે. તે ઉપરથી તેમની ખરી ગુરુભક્તિ જણાઇ આવે છે. બી. એ. ની પરીક્ષા પાસ કર્યાં પછી તેમને દર મહિને ૬૦ રૂપીયા સ્કોલરશીપના મળતા, પણતેમાંથી પોતાને માટે ઘણું થોડુંજ રાખી બાકીના પૈસા તે ભગતજીને મોકલી આપતા.

તેમણે પોતાના પિતાને એક વખત લખ્યું હતું કે "આપણું-ગોસાઈનું ધન ગુરુમહારાજજ છે. એ ખરું ધન છોડી દઈને સંસારના ખોટા ધનની પાછળ ભટકવું એ ઠીક નથી........ગુરુ મહારાજની (કૃપાની) મઝા એકવાર તો લઈ જુઓ!" આ ઉપરથી તેમનો પોતાના ગુરુ તરફ કેટલો પ્રેમ હતો તે જણાઈ આવે છે. શાસ્ત્રોમાં **सर्व देवमयो गुरूः** ગુરુ સર્વ દેવમય છે એમ કહેલું છે, તે ખોટું નથી; કારણ કે હાથીના પગલામાં જેમ સર્વના પગલાં સમાઈ જાય છે, તેમ ગુરુની એકની સેવામાં સઘળા દેવોની સેવા આવી જાય છે; માત્ર તે સેવા નિષ્કપટ ભાવથી થવી જોઈએ! પ્રિતમદાસે ગુરુમહિમામાં કહ્યું છે કે—

"ગુરુને આપ બરાબર જાણે, તેને યમદૂત વૈતરણીમાં તાણે;
ગુરુને ગાલો દે જે કપૂત, તેનું મુખ શલે ભરે યમદૂત
ગુરુને ચરણે નમાવે ન શિશ, તેને શત્રુરૂપ ગણે જગદીશ.
ગુરુની નિંદા સૂણે નિરધાર, શીસું ગાળી રેડે યર શ્રવણ મોઝાર,
ગુરુની મરજાદ ન રાખે કોય, તેતો નર રણમાં રાક્ષસ હોય
ગુરુ વિના નગુરો ફરે નર જેહ, મુવા પછી ઢોર અવતરે તેહ.

રામતીર્થજીએ પણ આખો હિંદુસ્તાન, અમેરીકા, જાપાન વગેરે દેશોની મુસાફરી કરી હતી અને સ્થળે સ્થળે ધાર્મિક ભાષણો આપ્યાં હતાં એ ભાષણો પણ હિંદની દરેક ભાષાઓમાં તથા અંગ્રેજી ભાષામાં પ્રકટ થયાં છે.

અત્યારે સ્વામી રામતીર્થજીનું શરીર આ પૃથ્વી ઉપર નથી

પણ તેમની માન્યતા પ્રમાણે તેઓ જીવતાજ* છે. ગુરુની કૃપાથી હાલ પૃથ્વી ઉપર તેમનું નામ સર્વત્ર પ્રસિદ્ધ થઈ રહ્યું છે વધારે ખૂબી તો એ છે કે જે રીતે સ્વામીજી પોતાના ગુરુ તરફ અનન્ય આસ્થા રાખતા તેજ રીતે તેમનો મોટો શિષ્ય વર્ગ તેમની તરફ ખરી પૂજ્ય બુદ્ધિ ધરાવે છે. સ્વામીજી મૃત્યુની ઘડી સુધી પોતાના ઉપકારી ગુરુનું સ્મરણ ભૂલ્યા નહોતા! એમ. એ. જેવી ઉંચી અંગ્રેજી કેળવણી લીધા પછી અને દેશ–પરદેશમાં પુષ્કળ મુસાફરી કર્યા પછી પોતાના પ્રથમના ગુરુ તરફ સારો ભાવ અને ભકિત રહે એ કાંઈ જેવી તેવી વાત નથી! આજકાલના કેટલા વિદ્યાર્થીઓ માતા, પિતા કે ગુરુનું કહ્યું માનતા નથી, તેમની આજ્ઞા પાળતા નથી, તેમજ પ્રણામ કરતાં—માથુ નમાવતા શરમાય છે અને તેમની સાથે અયોગ્ય રીતે વર્તે છે. તેમણે સ્વામી રામતીર્થજી જેવા ગુરુ-ભકતનો દાખલો લેવો જોઈએ.

વનસ્પતિજી નામના એક ગૃહસ્થ સ્વામીજીની સાથે ભણતા હતા તેઓ સ્વામીજીના વિદ્યાર્થી અવસ્થાના સંબંધમાં લખે છે કે " તેમના પિતાતો કોઈ કોઈ વારજ તમને મળવા માટે બોર્ડીંગમાં આવતા પણ તેમના ગુરુ તો વારંવાર મળવા આવતા. સ્વામીજી

---

* **मरना भला है उसका जो अपने लीये जीये। जीता है वह जो मर चुका इन्सानके लीये** (જે પોતાને માટે --સ્વાર્થને માટેજ જીવે છે તેનું મરણ થાય એજ ઠીક છે. અને જે દુનિયાને માટે મરી ગયા છે--દુનિયાના હિતમાં જેણે જીંદગી પૂરી કરી છે: તે જીવનાંજ છે – મૂઆ છે તો પણ જીવતાજ છે!

કહેતા કે મને જે કંઇ જ્ઞાન મળ્યું છે તે મારા ગુરુ ધના ભગત પાસેથીજ મળ્યું છે.' આવા દૃઢ ગુરુભકતે હાલના વિદ્યાર્થી વર્ગને ખાસ શિખામણ દીધી છે કે 'શિષ્યે ગુરુની કદી પણ ટીકા કરવી નહિ. અને મનમાં જરા પણ વહેમ આણ્યા વિના હંમેશ ગુરુની ભક્તિ કરવી.'

વ્હલા બાળકો! સ્વામી રામના એ શબ્દો અંતરમાં ઉતારી ખરા પ્રેમ અને ઉત્સાહથી તમારા ગુરુની સેવા કરજો. વિદ્યા વિનયથી શોભે છે માટે જેમ જેમ વિદ્યામાં આગળ વધતાં જાઓ તેમ તેમ વધારે વિવેકી, વધારે નમ્ર અને વધારે સદ્‌ગુણી થજો. ઈશ્વર તમને સદ્‌બુદ્ધિ આપે. **अस्तु.**

— છપાવી પ્રસિદ્ધ કરનાર —

**છોટુભાઇ દાજીભાઈ દેશાઇ.**

સોનીફળીયા—**સુરત.**

— છાપનાર —

**ગોવિંદજી ડાહ્યાભાઇ નાયક.**

છાપવાનું ઠેકાણું:—

શ્રી 'આનંદવિજય' પ્રિન્ટીંગ પ્રેસ બરાનપુરી ભાગળ—**સુરત.**

સર્વોપયોગી વિષયો ચર્ચતું, ગમત સાથે જ્ઞાન
બક્ષતું રસિક કવિતાઓ, વિવિધ વિષયની
વાનગી તથા રસિક વાર્તાઓથી
પ્રિય થઈ પડેલું.

# જીવદયા તથા દુર્વ્યસનનિષેધનો

# સંદેશો પહોંચાડનાર દૂત સમાન

# સત્સંગ (માસિક)

સોનીફળીઆ—સુરત.

વાર્ષિક લવાજમ ગ્રાહક રૂા. ૧—૭—૦
સહાયક રૂા. ૫—૦—૦

દરેક દયાળુ સજ્જન બંધુઓએ ગ્રાહક થઈ આશ્રય આપવો જોઇએ તથા જેમ બને તેમ આ માસિકનો ફેલાવો કરવામાં મદદગાર થવું જોઇએ.

" સદ્‌ગુણો કાંઈ મારી સાથે બીમાર પડતા નથી તેમજ મારી કબરમાં પણ દટાશે નહિ "

" ખરા મનુષ્યના રક્તનું એક ટીપું પણ સમુદ્રના તમામ પાણી કરતાં વધુ કીમતી છે. "

" પુરૂષ તથા સ્રીની સત્કીર્તિજ તેના આત્માનો પ્રથમ અલંકાર છે."

"મનુષ્ય એ ખિતાબ સર્વ ખિતાબો કરતાં ઉત્તમ છે."

—ઇમર્સન.